# પ્રસ્તાવના.



ઉદ્યોગી પુરૂષનાં જીવન ચરિત્ર વાંચવાથી ઘણા લાભ થાયછે એ સર્વના જાણવામાં છે. તેથી વધારે કંઈ ન લખતાં સાધના અને સિદ્ધિનો પહેલો વિષય વાંચ્યાથી ઉદ્યોગમાં શું શું જોઇએ તેનો કંઇક ખ્યાલ આવશે અને પછી ઉદ્યોગી પુરૂષોનાં જીવન ચરિત્રો વાંચ્યાથી કેવી રીતે ઉદ્યોગમાં મંડી રહેવું જોઇએ તેનો વિચાર સુજશે.

આ પુસ્તકમાંનાં જીવન ચરિત્રો વિવિધ અંગ્રેજી તથા બંગાલી પુસ્તકોમાંથી સંગ્રહ કર્યાં છે. તેનાથી કંઇક પ્રજાને લાભ થશે તો શ્રમ કરેલો સફળ થયલો જાણીશું.

બ્રિટિશ મ્યુઝિયમ.<br>
લંડન ૧૨-૫-૯૩. } નારાયણ હેમચંદ્ર.

# અનુક્રમણિકા.

વિષય. પૃષ્ઠ.

સાધના કરવી જોઇએ, જેઓ પ્રભુત્વ મેળવવાના સાધક છે તેઓએ વળી બીજી જાતની સાધના કરવી જોઇએ, જેઓ પ્રેમના સાધકછે. તેઓએ બીજી એક જાતની સાધના કરવી જોઇએ. ગાલિલિઓ* અને ગ્યારિબાલ્ડી†, શંકરાચાર્ય અને શિવાજી અથવા હાવર્ડ+, ક્રોમવેલ, ચૈતન્ય તથા પ્રતાપ એઓ સર્વે અતિ શ્રેષ્ઠ જાતના સાધક હતા, તોપણ તેઓની સાધના એક બીજાથી જૂદી જાતની હતી. એઓના કોઇના હાથમાં વીણા, કોઇના હાથમાં શંખ હતો. કોઇએ કેવળ ફુલો વીણ્યાં હતાં, કોઇએ કેવળ કાંટા વીણીને તેનાથી આખરે ફુલના જેવી કોમલ પથારી બનાવી હતી, કોઇએ નિરંતર આંસુઓ વરસાવ્યાં હતા, અને કેટલાકોએ આંસુનો મૂળ ઝરો સૂકાવવા માટે પોતાના હૃદયને ચીરી નાંખ્યું હતું. પરન્તુ આ જૂદા-

---

* ઇટાલીનો અતિ પ્રસિદ્ધ જ્યોતિર્વિદ; એણે પૃથ્વીની ગતિ તથા ઘણાક ગ્રહ નક્ષત્રની શોધ કરી હતી, એણે દુરબીન થરમામીટર અને ઘડીયાળની શોધ કરી. તે ઇ. સ. ૧૫૬૯ માં જન્મ્યો હતો અને ઇ. સ. ૧૬૪૨ માં મરણ પામ્યો હતો.

† એક પ્રખ્યાત માણસ આ સૈકામાં થઇ ગયો. એ ૧૮૦૬ માં ઇટાલીમાં જન્મ્યો હતો. સ્વદેશનું ભલું કરવું એ તેનો મૂખ્ય ઉદ્દેશ હતો અને એ સ્વતંત્રતાનો એક મિત્ર હતો. એ લઢાઇમાંથી મુક્ત થઇને ખેતીવાડી કરતો હતો.

\+ એ ઇ. સ. ૧૭૨૭ માં ઇંગ્લાંડમાં જન્મ્યો અને ઇ. સ. ૧૭૯૦ માં મરી ગયો. પરોપકાર એનું એક વ્રત હતું. એણે આખા ઇંગ્લંડમાં ફરીને ઇંગ્લંડના કેદખાનાની યાતના દૂર કરવાને માટે ઘણો પરિશ્રમ કર્યો હતો.

પણામાં સરખાપણું છે; આ જૂદાપણામાં પણ કેટલાક નિયમમાં અભિન્નતા જોવામાં આવે છે. અમે અહિંયાં સર્વ પ્રકારની સાધનાનું બીજ સુત્ર સ્વરૂપના સાધારણ નિયમોને ટુંકામાં લખવાનો યત્ન કરીશું.

સાધનાનું પહેલું અંગ ઉદ્દેશ ધારવાનું છે અથવા મંત્ર લેવો છે. કામ કરનાર પુરૂષો ઘણો વિચાર ઘણું જોવું અને પોતાના હૃદયમાં ઘણો તર્કવિતર્ક કર્યા પછી કોઇ કોઈ મંત્રમાં દીક્ષિત થાયછે. અને સૂતાં, જાગતાં, એકાંતમાં બેસતાં, કે લોકારણ્યમાં જતાં સતત એ ઇષ્ટમંત્ર જપ કરતા રહે છે. એ મંત્ર ગ્રહણ કરતાં મનની એકતા અને એકાગ્રપણાની ઉન્નતિ થાય છે. જેમ ખલાસી તથા ખારવા ઘનઘોર અંધારી રાતે નક્ષત્ર વિશેષના ઉપર આંખ તાકીને, સમુદ્રનો અનન્ત વિસ્તાર ભેદીને ચાલે છે, તેમખરા સાધક પણ પોતાના મૂળમંત્રમાં ચિત્ત પરોવીને અનન્ત સંસાર સમુદ્રના તરંગો ભેદીને ધીરે ધીરે આગળ વધે છે. તેથી તેઓની દૃષ્ટિ અર્થયુક્ત અને તેઓનું હસવું, ઉલ્લાસ, આનન્દ, ઉત્સવ, ભોગ, વિલાસ, શ્રમ અને વિરામ સર્વ અર્થયુકત હોય છે. તેઓના દરેક પગલે જીવનનું એક એક કામ હોય છે. તેઓની ગતિ સ્થીર હોય છે.

જ્યારે ઈટાલીનો કીર્તિવંત ક્ષણજન્મા રાયેંજિ* રોમના

---

* એ ચઉદમી સદીમાં રોમમાં જન્મ્યો હતો. રોમમાં પ્રજાના પક્ષમાં થઇને સાધારણ મંત્ર શાસન પદ્ધતિ સ્થાપવાને માટે વિશેષ યત્ન કર્યાથી પ્રજા તેની વશીભૂત થઇ અને તેઓએ રાજની ક્ષમતા આપીને રોમના ટ્રિબિઉન એટલે રાજ ચલાવવાના પદમાં નિર્યુક્ત કર્યો. એ સ્વદેશના મંગળને માટે પ્રાણ ત્યાગ કરીને જગતમાં પ્રખ્યાત થયો છે. એ ભાષણ કરવામાં ઘણોજ હોશિયાર હતો.

દુષ્કર્મમાં લાગેલા ખરાબ જાતવાળાના પ્રમોદ ગૃહમાં બેસીને સુરસિક વિદૂષકની પેઠે તેઓને દરરોજ નાના પ્રકારની નવી વાતોથી પરિતુષ્ટ કરતો, કોઇ વેળાએ હસતો, કોઈ વેળાએ હસાવતો હતો, કોઈ વેળાએ પોતાને હસવા લાયકનો કરીને બીજાના મનને ખુશ કરતો હતો; જો કોઇ તે વેળાએ તેના હૃદયમાં પ્રવેશ કરીને તેનો ઇષ્ટ મંત્ર વાંચત તો તે નિશ્ચય ભયથી ધ્રૂજત અથવા ભક્તિથી આશ્ચર્ય પામત. મૂર્ખો તેને ખુશીની લહેરોના ફીણ જેવો ધારતા હતા, પરન્તુ તે નિત્ય પોતાના મંત્રનું સાધન કરતો હતો. મંત્રી કુલબાર્ટ* ચઉદમા લુઇના સોનાના સિંહાસનની એક બાજુએ, અતિ મૂર્ખની પેઠે ઉભો રહીને હાથ જોડીને રાજાની આજ્ઞા પાલન કરતો હતો, જો જુના કારભારીઓ તેની તે લાવણ્ય વિનાની, માધુર્ય વગરની નિસ્તેજ મૂર્તિના પોશાકને ભેદીને તે કિયા નામનો જપ કરે છે, તે તે વેળાએ જાણત તો તેઓ તરત તેને મારી નાંખત. આંધળી પ્રજા તેમાં કેવળ રૂપની ખોટ જોતી હતી પરન્તુ તે તે વેળાએ ગુણના પરાક્રમનો એક આશ્ચર્ય મહેલ ચણવામાં રાત દિવસ મંડ્યો હતો. જ્યારે વીરશ્રેષ્ઠ બોનાપાર્ટ, જોસિફિનના મૃણાલના જેવા નરમ હાથ પકડીને પારીસના તે વેળાનો રાજના કરતા કારવતા પ્રસિદ્ધ બેરાસના†

---

* ઇ. સ. ૧૬૧૯ માં સ્કૉટલંડમાં એનો જન્મ થયો હતો. એણે પોતાના અસાધારણ બુદ્ધિબલથી અતિ સામાન્ય નોકરી ઉપરથી ધીરે ધીરે ચઢીને ફ્રાન્સના પ્રખ્યાત રાજમંત્રી મેઝેરિનનો ઘણોજ પ્રિયપાત્ર થઇને આખરે મંત્રીપદ મેળવ્યું. ઈ. સ. ૧૬૮૩ માં એનું મૃત્યુ થયું હતું.

† બેરાસ—ફ્રાન્સના બળવાની વેળાએ સાધારણ તંત્રનો એક અ-

ઘરમાં તાલે તાલ નાચવા શીખતો હતો, જો કોઇ તે વેળાએ તેના અન્તરના મંત્રનો ઝીણો નાદ સાંભળવાને સમર્થ થાત તો તે નિશ્ચય ભયથી ગાભરો થઇને છેટે નાશી જાત. લોકો ધારતા હતા કે તે નાચેતાં શીખે છે, પરન્તુ જે તાલથી આખો યુરોપ એક સમયે ભયાનકરૂપથી નાચતો હતો તે વેળાએ તે રૂઢી તાલનો અભ્યાસ કરતો હતો. પૃથ્વીમાં જેઓ કાર્ય કરી ગયા છે, તેઓના આવી રીતેના એક મંત્ર હતા. તેઓએ મંત્રબલથી પૃથ્વીને સ્વર્ગ કરી મૂક્યું છે. અથવા સ્વર્ગની શોભા સંપદ પૃથ્વીમાં આણીને વિસ્તારી છે, મૃતદેહમાં જીવન ઘાલ્યું છે અને પુતળાં તથા રમવાની વસ્તુ લઇને દહાડા ભાગ્યા છે.

જેઓ કોઈ મંત્રમાં દીક્ષિત હોતા નથી તેઓનું સર્વ વિપરીત થાય છે. તેઓનું જીવન અર્થ વિનાનું હોય છે, તેઓની ગતિ તોફાની હવામાં ઘાસના જેવી હોય છે. તેઓ કોઇ વેળાએ ઉત્તર તરફ જાય છે તો કોઈ વેળાએ દક્ષિણમાં પડે છે, કદી પૂર્વ તરફ પ્રવાહિત થાય છે તો કદી પ્રતિકૂલ હવામાં પશ્ચિમની તરફ પહોંચે છે. તેઓનો મંત્ર નથી, મંત્ર સાધતા નથી તેથી કંઈ પણ કામ નથી. ખાવાની વેળાએ તેઓ ખાય છે, સૂવાની વખતે તેઓ સુવે છે, કોઈ જગાડે તો તેઓ જરા જાગે છે અથવા જાગતા નથી. કોઈ ન જગાડવાથી

---

વિનાયક હતો પહેલા નેપોલિયન બોનાપાર્ટની જોડે તેની મુળની ઘણી મિત્રતા હતી. આખરે તે મિત્રતા તુટી અને નેપોલિયને તેને ઘણો બેઆબરૂ કર્યો. ક્લેરિન, બેરાસના ઘરમાં રહેતી નેપોલિયનની જોડે તેની પહેલી ઓળખાણ થઈ અને ણથી બેઉએ લગ્ન કર્યાં,

તેઓ એજ પ્રમાણે પડી રહે છે. લાલચ તથા ઇચ્છા એક નથી. લાલચ પ્રવૃત્તિની દાસી છે, પ્રવૃત્તિની સાથે ચાલનાર છે; ઇચ્છા અધીશ્વરી છે, પ્રભાવ શાલિની છે. લાલચ પ્રવૃતિના ઉત્તેજનથી ઉત્તેજિત થાય છે, પ્રવૃતિ નિદ્રિતાવસ્થામાં સુઈ રહે છે. ઇચ્છા પોતાની શક્તિથીજ પોતે ઉત્તેજિત થઇને સર્વ પ્રવૃત્તિના ઉપર અધિપતિપણું કરે છે. ખરેખર ઇચ્છા એક મોટી શક્તિ છે. જેઓ મંત્ર દીક્ષિત છે, તેઓ લાલસા વિનાના પરન્તુ ઇચ્છાવાન હોય છે; તેઓને ઇચ્છા પ્રગાઢ, ઘનીભુત, અને નીશાનવાળી હોય છે. તેઓની બુદ્ધિ, હૃદય તથા સર્વ પ્રકારની માનસિક વૃત્તિ સંપૂર્ણ રૂપથી તેઓના ઇચ્છાધીન હોય છે. વળી જેઓ ઉપર લખેલી રીતના મંત્ર વગરના હોય છે, તેઓ ઇચ્છાવિનાના પરન્તુ લાલચવાળા હોય છે. તેઓની સર્વ મનોવૃત્તિ જુદી રીતે કામ કરે છે, કોઇ કોઈનું માલિકપણું માનતા નથી. તેઓના મનમાં ઇચ્છાનો જરા દેખાવ આપે છે પણ તે ઇચ્છા ગાઢી હોતી નથી, ઘણી હોતી નથી અને કોઈ વિશેપ નીશાનને વીંધી શકતી નથી તેથી તેનું કંઇ પણ ફળ નીપજતુ નથી.

સાધનાનું બીજું અંગ તે મંત્રને ગુપ્ત રાખવો જોઇએ. મંત્રગુપ્ત એ મંત્રની સિદ્ધિ મેળવવામાં કેવી રીતે અનુકૂલ છે તે સહેલાઇથી સમજાવું ઘણુંજ કઠણ છે. પરન્તુ જેઓ કલ્પનાના વિનાદ કાનનમાં ન ફરતાં માનવ જાતિના ઘણા કાંટાવાળા મુસ્કેલ માર્ગ ઉપર ચાલ્યા છે, જેઓ લોક પ્રકૃતિની બહારના આગણામાં સર્વદા મૂર્ખની પેઠે ઉભા રહ્યા નથી, વિચારની મદદથી એના અન્તઃપુરમાં પ્રવેશ કરી શક્યા છે, તેઓએ જોયું છે, તેઓએ જાણ્યું છે, તેઓ વારંવાર આવો ઉપદેશ પણ આપે છે કે જે મંત્ર સાધકના હૃદયમાં

કુવામાં ફેકાયલા લોખંડની પેઠે છુપો રહે છે, તે મંત્ર છે; જે લોકના મુખથી ફરે, એક કાનના પછી બીજા કાનપરથી ત્રીજા કાનપર જાય એવી રીતે હજારો કાનમાં જાય તે વાત છે; વાતથી કામ થતું નથી કાર્યથી જે થાય તે મંત્રોમાં છે. એટલા માટે મંત્ર જે વાતમાં ન આવે તેને માટે યત્ન કરવો સર્વ પ્રકારે વિષય છે.

ઇસુખ્રિસ્તે કહ્યું છે કે "તમારો જમણો હાથ, શું કામ કરે છે તે તમારો ડાબો હાથ ન જાણી શકે." હાલમાં યુરોપના ખ્રિસ્તીઓએ દાનાદિ સંબંધમાં એ હુકમના અનુવર્તી ન હોવા છતાં પણ મંત્ર છુપાડીને એ અક્ષરે અક્ષરે પ્રતિપાલન કરીને સિદ્ધિ મેળવી છે. બરલીનની લોખંડની રાજનીતિ, ફક્ત મંત્ર છુપાવાના મહિમાબલથી તથા બાહુબલથી અભિમાની ફ્રેન્ચોને પગ નીચે આણ્યા છે. રૂશિયાએ મંત્ર છુપાવવાની વિદ્યામાં અસાધારણ શક્તિ મેળવી છે તેથી બધા પડોશીઓને સર્વદા ધાસ્તીમાં રાખવાને સમર્થ થયું છે. રોમનો હાલનો રાજ વાવટો મંત્ર ગુપ્તિના પ્રસાદથીજ ફરી રોમના પહેલાં ઘણા દહાડે શોભા આપે છે, અને બ્રિટિશ મંત્રણા પણ એશિયા અને આફ્રિકામાં વિશ્વાસ વિમુગ્ધ રાજ્યો આ કારણથી વધારે પ્રભાવથી કાર્ય કરતાં આવે છે.

આવી રીતની દંતકથા ચાલે છે કે, પંડિત વર પિથાગોરસ* પોતાના શિષ્યોને પાંચ વર્ષ સુધી મુગા રહેવાની ફરજ પાડતો હતો. અને જે આ પાંચ વર્ષમાં મૌનવ્રત સાધુતાની સાથે પૂરૂં કરવામાં શ-

---

* પિથાગોરસ પ્રાચીનકાળનો એક ગ્રીક પંડિત હતો એના ઘણા શિષ્યો હતા. એ ઇ. સ. ની પૂર્વે ૫૭૦ માં જન્મ્યો હતો.

ક્તિવાન થતો હતો તેને પોતાનો ચેલો કરીને શીખાડતો હતો. જે
તેમાં શક્તિમાન થતા નહોતા તે તેની આગળથી રૂકસત લેતા હતા.
મોટી નજરે જોનારા માણસો પિથાગોરસની આ સખ્ત નિયમમાં ગમે
એટલી નિંદા કરે, પણ તેમાં તેનો અર્થ ઘણો ઊંડો છે. મૌનમાં
મનનું ચિન્તન થાયછે. મૌનમાં ગંભીરપણું આવે છે અને મૌન વ્ર-
ત ચિત્ત સંયમનું પહેલું પગથિયુ છે. કેટલાક દુર્બલ મનના માણ-
સો વિના પ્રયોજનથી મંત્રની અંદરનો ગૂઢ સંકલ્પ અથવા સંપ્રદાય
વિશેષનો છુપો મંત્ર પ્રકાશ કરી મુકે છે, એનું કારણ શું? તે તરલ,
તે લઘુ, તે ભાર સહન કરવામાં અસમર્થ, તે લૌકીક યશને માટે
લાલચુ હોય છે; તે અગાધ જળમાં રહેનારી શવલ માછલીનું સ્થિર
પણું તથા અટલતામાં કેવું મહાનપણું છે તે સમજતા નથી. તેનું
હૃદય નાની કોનબી માછલીના જેવું થોડા પાણીમાં નાખીને સુખાનુભવ
કરેછે. કાર્ય પૂરૂં થવું તો એક બાજુએ રહ્યું, કાર્યનો આરંભ ન કરતાં
તેનું પરિણામ ભોગની પ્રશંસા સાંભળવા માટે અસ્થિર થઈ જાયછે.
અબળો જેમ અબળાના કંઠમાં ભાર લઇ તે અકારણથી પણ મનના
સુખ દુઃખની વાતો કરીને આનંદ અનુભવે છે, તે પણ તેમ રાજની
ચડતી તથા પડતી અને સમાજની ઉત્પત્તિ તથા પ્રલયની ભયંકર
વાતો કરીને આનંદ માનવામાં ચાહના કરે છે. બીજાની આંખથી તે
સર્વદા જોવા ઇચ્છે છે, પારકી નજર ઉપર તે અવલંબીને રહે છે.
પ્રખ્યાત શિશિલ એ જાતના પુરૂષોને પુરૂષ શરીરમાં સ્ત્રીઓ કહેતો
હતો. અમે પણ એઓને સ્ત્રી તરીકે કૃપાની આંખથી જોઇએ છીએ.
એઓના ઉપર જેટલી મરજી હોય તેટલી શ્રદ્ધા પ્રીતિ કરો, તેમાં
પણ કોઇને હરકત નથી; પ્રમોદની વેળાએ એઓને મિત્રો તરીકે
ગ્રહણ કરો, તેમાં કોઇને દલગીરી તથા દુઃખ નથી. પરન્તુ મંત્ર ભ-

ધનમાં તેઓને કદી પણ બોલાવશો ના, કારણ તેઓ મંત્ર રક્ષામાં અસમર્થ હોય છે, તેઓ સ્વભાવતઃ અસિદ્ધિને પામે છે.

સાધનાનુ ત્રીજું અંગ ઉત્સાહ અથવા મંત્રમાં મત્ત થવું છે; ચોથું અંગ ઉદ્યમ અથવા મંત્ર પ્રયોગ છે; પાંચમું અંગ આત્મા ત્યાગ–પ્રાણાર્પણ અથવા મંત્રને માટે આહુતિ; છઠું અંગ ખંતીપણુ અથવા મંત્રી શક્તિમાં નિર્ભય અને છેલ્લું તથા સાતમું અંગ અપરાજિત સહન શીલતા અથવા મંત્રપુત આંખથી કાળની વાટ જોવી. પાંચ સાધનાનો પ્રાણ છે. એઓના મિશ્રણથી મનમાં એક જાતની અપૂર્વ અવસ્થા ઉત્પન્ન થાય છે. ભાષા પોતે તેનું યથાયોગ્ય રીતે વર્ણન કરી શકતી નથી.

કોણ કહે છે કે માણસ દુર્બલ છે ? કોણ કહેછે કે રોગ મનુષ્યની શક્તિ ઓછી કરે છે, શોકથી તેને બાળે છે, વૃદ્ધ થયાથી જરા આવીને તેને ગળી જાય છે, અને દુઃખ ગરીબાઈ તથા બીજા નાના પ્રકારની દુર્ઘટતાથી તેનો આત્મા દુઃખી થઇ જાય છે ? જેના હૃદયમાં ઉત્સાહની ઉદ્દિપના નથી, અને આત્મામાં સ્ફુર્તિ તથા આત્મામાં ચેતનપણું નથી, તેને આ સર્વ સંભવે છે ખરૂં. તે રોગ શિવાય પણ રોગી વગેરે વૃદ્ધ પણ જરા જીર્ણ અને શોક દુઃખના ભાર વિના પણ હમેશાં મ્લાન, સર્વદા ખેદિત અને સર્વદાને માટે વગર કામનો થઈ રહે છે. પરન્તુ જેઓ મંત્ર મદથી ઊત્સાહિત છે, તેઓની વાત જૂદી છે; તેઓ કદી પણ વૃદ્ધ થતા નથી, કદી પણ ભાગી પડતા નથી, અને જીવનના અંતિમ કાલમાં પણ તેઓ ઉત્સાહ શુન્ય તથા ઉદ્યમ વિનાના થઈ તે મનુષ્ય જીવનનું અસારપણું સિદ્ધ કરતા નથી. તેના હૃદયની નસોમાં એક અનિર્વચનીય તેજનો પ્રવાહ

વહે છે; એ તેઓની પ્રત્યેક નસમાં જલદીથી આવે છે, અને જ્યારે શરીર છોડી દેછે, હાથ પગ શિથિલ થઈ જાય છે, ત્યારે પણ તેઓને એક આશ્ચર્ય પ્રભાવથી જુવાનના જેવો સજીવ રાખે છે.

વાશિંગ્ટનનું‡ અતિ વૃદ્ધાવસ્થામાં પણ જ્યારે સ્વજાતિના ભવિષ્યનો વિચાર કરતો હતો, ત્યારે તેનાં નિસ્તેજ નેત્રો પ્રદીપ્ત થઈ જતાં હતાં. તેનો ઉત્સાહ તથા ઉદ્યમ, નિદ્રાવસ્થામાં તેને છોડતા નહોતા. ડેનિયલ ઓકોનેલ* જ્યારે જીવન અને મૃત્યુની વચ્ચમાં ઉભો હતો, આયર્લંડનું ભલું કરવાની જ્યારે તેને ઇચ્છા હતી, ત્યારે મન પણ તેના હૃદયમાં તરંગથી ડોલાં ખાતું હતુ, અને તેની પવિત્ર જીભથી તે વેળાએ પણ એક બે વાક્યો આગની ચીણગારીની પેઠે પડતાં, હજારો હૃદયમાં તે એક ભયાનક આગની પેઠે સળગતાં હતાં. નિરૂત્સાહ કોને કહેછે એ હામ્બોલ્ડ† કદી પણ જાણતો નહોતો. જે વે-

‡ એક સેનાપતિ હતો. ઈંગ્લાંડ તથા અમેરિકામાં જ્યારે મોટી લઢાઇ થયાથી અમેરિકા સ્વતંત્ર થયું, ત્યારે તે અમેરિકાનો સેનાપતિ હતો. લઢાઇ પછી તેજ યુનાઇટેડ સ્ટેટનો પહેલો પ્રેસિડેન્ટ થયો હતો. તે એવો તો ભલો હતો કે, અમેરિકનો તેને પિતાની પેઠે જાણતા હતા. ઇ. સ. ૧૭૩૨ માં તેનો જન્મ થયો હતો અને ઈ. સ. ૧૭૯૯ માં તે મરણ પામ્યો હતો.

* ઈ. સ. ૧૭૭૫ માં આયર્લંડમાં એનો જન્મ થયો હતો. અને ઇ. સ. ૧૮૪૭ માં મરણ પામ્યો હતો. એના યત્નથી ઘણા દિવસ પછી આયર્લંડ, ઈંગ્લંડના અન્યાય તથા જુલમથી ઘણીક રીતે રક્ષા પામ્યું હતું. એ પ્રસિદ્ધ વક્તા હતો.

† એ જર્મનીનો એક પ્રખ્યાત વિજ્ઞાનવિદ પંડિત હતો. ઈ. સ.

ળાએ બીજાઓ વૈરાગ્યની ભજના કરે છે, વિષયમાં વીતરાગી થઇને સર્વદા લાંબા શ્વાસ ખેંચીને કાલ ગાળવા ઇચ્છે છે અથવા ગઈ ગુજરી વાતને યાદ આણીને જૂની વાતથી ખુશી તથા દીલગીરીમાં રહે છે, તે વેળાએ પણ યુવાનીના નવા મદમાં જ્ઞાનનું સાધન કરતો હતો, અને પળે પળે નવું કંઈ મેળવવાને માટે ઘણોજ વ્યાકુલ રહેતો હતો. **લાર્ડ પામાર્સ્ટન*** જ્યારે આંખ તાકીને જોવાને કષ્ટ અનુભવ કરતો હતો, તે વેળાએ **રૂ**શિયામાં પણ પુષ્કળમાણસો જાણીને તેની સલાહનો મર્મભેદ કરવાનો યત્ન કરતા હતા. પ્રખ્યાત લાંબા આયુષ્યના ભોગી **રિ**યારે† ઉડતા કાગડાની લાંબી આયુષ્યની પેઠે **ફ્રા**ન્સની ઉથલપાથલનો ધરતી કંપ જોયો હતો. પહેલા **ને**પોલિયનના વિજયનાં વાજાંથી નાચ્યો હતો, ત્રીજા **ને**પોલિયનના કાકાના સિંહાસન ઉપર બેઠેલો જોઈને તાળીઓ પાડી હતી; વળી તેણે દિવસે **સિ**ડાનના વિપત્પાતના પછી **પા**રિસમાં લોહીલુવાણ શરીરમાં ઔષધિ ચોપડીને-

---

૧૭૬૯ માં એનો જન્મ થયો હતો અને ઇ. શ. ૧૮૫૯ માં તે મરણ પામ્યો.

* ઇંગ્લંડનો એક રાજમંત્રી હતો. તે ઈ. સ. ૧૭૮૪ માં જન્મ્યો હતો. હાલનો પ્રધાન **ગ્લા**ડસ્ટન તેનો શિષ્ય છે.

† એ ફ્રાન્સનો પ્રસિદ્ધ વક્તા, પ્રસિદ્ધ લખનારો અને અતિ પ્રસિદ્ધ રાજપુરૂષ હતો. ઇ. સ. ૧૮૭૦ માં જર્મનીની સાથે ફ્રાન્સની લઢાઈ ચાલતી હતી તેની નિવૃત્તિ પછી એ ફ્રાન્સનો અધ્યક્ષ થયો હતો. અને એનાં યત્નથી તથા રાજ ચલાવવાની ચતુરાઇથી ફ્રેન્ચ જાતિએ જર્મનીનું ૨૦૦ કરોડ રૂપીઆનું કર્જ ફેડયું. થોડા વર્ષ ઉપર તે મરી ગયો છે.

પોતે ઘણી લાંબી મુદ્દત સુધી આ લોકમાં રહીને સ્વદેશની સેવા કરતો હતો. જગતને પોતાનાં કામો કરીને પોતાનો ઉત્સાહ દેખાડી ગયો છે. લોકોમાં એવું કહેવાય છે કે બ્રિટિશ રાજતરણીનો નાખુદા ડિઝરાયલી* વૃદ્ધાવસ્થામાં ઘણોજ જકડાઈ ગયો હતો પરન્તુ બ્રિટિશ પ્રાણ તેના ઉત્સાહથી ઉત્સાહી થયો હતો. વળી હમણા એંસી વર્ષનો વૃદ્ધ ગ્લાડસન જે હોમરૂલને માટે કેવો તરફડીયા મારે છે તેના યોગે આયર્લંડનાં માણસો કેવાં તલપી રહ્યાં છે, અને બ્રિટેનિયાના ધીરે ચાલતા પ્રતાપ સ્રોત તેનાજ મારાથી કેવા વેગથી ચાલેછે? સાધકનો ઉત્સાહ તથા ઉદ્યમ સર્વત્ર તથા સર્વ સમય એક સરખો હોય છે. એ પ્રવાહી અગ્નિના જેવો છે. જે એને હોલવવા અથવા એની ગતિ રોકવા જાય છે તે પોતેજ એમાં બળી મરે છે.

સાધક સંપ્રદાયનો પ્રાણાર્પણ, એ એના કરતાં પણ વધારે આશ્ચર્ય જનક છે. તેઓનો આત્મ ત્યાગજ યથાર્થ આરાધના હોય છે. ભક્તો જેમ પોતાને આરાધ્ય દેવતાના પદારવિંદમાં પુષ્પાંજળિ સ્વરૂપ સમર્પણ કરીને એમાં વિલીન થઈ જવાની ઇચ્છા રાખે છે, તેમ તેઓ પણ શરીર મન, પ્રાણ સર્વસ્વ તેઓના આરાધ્ય મંત્રમાં આહુતિ સ્વરૂપ ઉત્સર્ગ કરીને પોત પોતાનું જૂદુ અસ્તિત્વ પણ તેમાં મેળવી નાંખે છે. ત્યારે તેઓ તદ્દગત તન્મય થાય છે. સુખ તે વેળાએ તે-

---

* ઇંગ્લંડનો રાજમંત્રી ડિઝરેલી. એની નવી ઉપાધિ લાર્ડ બિકન્સફિલ્ડ હતી. એના પૂર્વ પુરૂષો યાહુદી હતા, એ ઇંગ્લંડવાસી થઇને અંગ્રેજ થયો હતો. એ અસાધારણ બુદ્ધિવાન હતો. કહેવાય છે કે એણે બાલ્યકાળમાં પોતાના બરોબરીઆમાં ઝગડો કરીને કહ્યું હતું કે હું ઇંગ્લંડનો પ્રધાન રાજમંત્રી થઇશ.

ઓને સુખી કરતાં નથી, પ્રશંસાની મૃદુમોહન મધુર હવાને તે વેળાએ તેઓના ચિત્તને ખેંચવાને સમર્થ થતાં નથી. મન સ્નેહ મમતાના માયામય બંધનમાં બંધાવવા ચાહતું નથી. તે વેળાએ તેઓ અત્યન્ત જીવિત અને આ કારણથીજ અત્યન્ત મૃત હોય છે, અથવા અત્યન્ત મૃત અને આ કારણથી અત્યન્ત જીવિત રહે છે. વાલ્મીકિના અસ્થિ પંજરમાંથી રામનામની પેઠે તેઓના મર્મમાંથી પણ તે વેળાએ કેવળ એકજ નામ નીકળે છે, અને તેઓના ગ્રહણ કરેલા મંત્ર ગમે એટલા દુઃસાધ્ય હોય, તથાપિ આત્મોત્સર્ગનાં સુંદર બળજ તે વેળાએ તે સુસાધ્ય થઈ પડે છે.

કાવ્ય તથા પુરાણમાં જેઓનું વર્ણન જોવામાં આવે છે, તે પ્રાચીન સાધકો શિયાળામાં બરફમાં ઢંકાઈ રહેતા હતા. ઘણાજ સખ્ત હુનાળામાં ચારે બાજુએ આગ સળગાવીને તેઓની અન્દર બેસતા હતા. કેટલાકો પાપી આંખને પણ સાધનાને અયોગ્ય જાણીને ઉખેડી નાખતા હતા, કેટલાકો બીજા પ્રકારે મનને રોકવામાં સમર્થ નહિ થવાથી જીભ અથવા હાથ પગ વગેરે ત્યાગ કરવામાં સંકોચ આણતા નહોતા. આ સર્વ કાર્ય વાજબી છે કે ગેરવાજબી છે તેનો વિચાર કરવાનું હમણા અનાવશ્યક છે. સાધારણપણે કહી શકાય કે પ્રકૃતિના વિરોધી થવું એ સારૂં નથી. પરન્તુ જેઓ સાધનામાં હત થવા ચાહે છે, તેઓને ત્યાગ અને આત્મનિગ્રહજ મોટી મદદ કરે છે. જેઓ ત્યાગ કરવામાં ભય પામે છે, જેઓ આત્મ નિગ્રહ કરવામાં સંકુચિત થાય છે, તેઓના અભિપ્રાયમાં લોકોથી સત્યયુગમાં પણ કોઈ કાર્ય થતાં નથી, કલિયુગમાં પણ કાર્ય થશે નહિ.

તમે જ્ઞાની છો તમે સ્વરૂસ્વતીના સાધક છો; તમને વળી સુ-

ખની લાલચ શા સારૂ જોઇએ? જો તમે જ્ઞાનના નિર્મળ આનન્દના કરતાં સંસારની ખ્યાતિ મેળવવાને વધારે ચહાતા હો, તમારી આરાધ્ય શક્તિની પ્રસન્ન દૃષ્ટિના કરતાં ભોગ વિલાસના આનંદને માટે વધારે અધીરા હો, તો તમારે વળી સાધના શા સારૂ કરવી જોઇએ? તમે પ્રેમિક છો, તમે—અપાર્થિવ વૈભવને માટે લાલચુ છો; આ વણિક વૃત્તિવાળા પાપી મનુષ્ય લોકમાં જે સ્વપ્નમાં પણ કંઈ જોતા નથી, તે તમે જ્ઞાનના અગમ્ય અજ્ઞેય ધનને માટે સર્વદા તૃષિત છો. તમારે વળી ધન, માન, ક્ષતિ લાભની ગણતરી કરવી શા માટે જોઇએ? વળી તમે સ્વદેશ વત્સલ સ્વનતિના બંધુ હો, ત્યારે તમે પ્રત્યેક કાર્યનું પરિણામ ચિન્તાની પહેલાં પોતાનાં પરિણામનો વિચાર કરોછો; દેશ—હિત વ્રતમાં વ્રતી થતાં દરેક પળે પોતાના હિતના વ્રતમાં આગળ પડો છો, દેશીઓમાં સ્વતંત્રતાનું પવિત્ર નામ લઇને ધીરે ધીરે પરતંત્રતાનું ઝેરી બીજ ચાહો છો. સર્વને સ્વર્ગની શોભા દેખાડશો તેથી નરકને આણીને ડુબાડશો પ્રભુ સ્વરૂપ પૂજા કરશો તેથી પગ નીચે આણીને બાંધશો. તમારે આવી ઠગ બાજી શા વાસ્તે કરવી જોઇએ? તમે અગ્નિકુંડમાં પોતાને ભસ્મ કરો અથવા ન કરો તે જૂદી વાત છે. પરન્તુ જો તમે જ્ઞાન ચાહો, કે પ્રેમ ચાહો, કે સ્વજાતિની ચઢતી ચાહો, તો પહેલાં પોતાને બલિદાન કરી, પોતાની પાસે જે કંઈ હોય તે દૂર ફેંકી દો. સાધકની પેઠે પોતે ક્રુસના લાકડા*ઉપર લટકાવો, ત્યારપછી સિદ્ધિની કલ્પવેલથી પોતાની ઇચ્છા સુજણનાં ફલ વીણી લો. જનક રાજા યોગી થઈ શક્યો નહિ, તે પો-

---

* એટલે જેમ ઇસુખ્રિસ્તે મનુષ્યજાતિના મંગળને માટે, ક્રુસના લાકડા ઉપર લટકાઇને પ્રાણ આપ્યો છે, તેમ પ્રાણ આપો.

તાના કર્મકાંડને ઘણો ચહાતો હતો. સલોમન† જ્ઞાની થઈ શક્યો નહિ; તે જ્ઞાનના કરતાં સુખ ભોગવવાને વધારે ચહાતો હતો. એવિલાર્ડ‡ પ્રેમિક થઇ શક્યો નહિ; તે પ્રેમના કરતાં પોતાને વધારે સમજતો હતો. રવિસ્પીયર* સ્વજાતિનો મિત્ર થઇ શક્યો નહિ, એ દેશની સ્વતંત્રતા તથા ગૌરવના કરતાં પોતાની સ્વતંત્રતા તથા ગૌરવને માટે વધારે આતુર હતો. એઓ કોઇએ પણ પ્રાણાર્પણ કર્યો નહોતો.

ખંતીપણું ઉપર લખેલા સર્વ પ્રકારના સાયક ધર્મનો પાયા સ્વરૂપ છે. એ તનદુરસ્તીમાં અમૃત છે, એ રોગમાં ઔષધ છે, અને એજ મરવા પડેલા અવલંબની લાકડી છે. જો આ સંસાર સમુદ્ર કહેવામાં આવે, તો ખંતીપણું તથા અધ્યવસાયજ તેની એક માત્ર હોડી છે; જો સાધનાને જ્વલન્ત આગ કહેવામાં આવે તો અધ્યવસાયજ તેની એકમાત્ર ઉદ્દીપના છે. સાધકના હૃદયમાંનો ભાવ જ્યારે હીન શક્તિવાળો થઇ જાય છે, ત્યારે અધ્યયસાયજ તેને આશ્રય આપીને મજબૂત કરી રાખેછે, અને જે તેજ હોલવવામાં આવ્યું હોય,

---

† સલોમન ઇઝરેલાઇટોનો (યાહુદીનો) રાજા હતો. એ ઘણો શક્તિશાળી અને બહુ જ્ઞાની તરીકે પ્રસિદ્ધ હતો.

‡ એ ફ્રાન્સનો અલંકારિક થઈ ગયો છે. એણે હિંલોઇસિ. નામની પ્રસિધ્ધ ફ્રેન્ચ સ્ત્રીના પ્રેમમાં વશીભૂત થઇને આખરે પોતાનું સન્માન રાખવા માટે તેને ઘણી રીતે વિટમ્બિત કરી હતી.

* પ્રખ્યાત ફ્રાન્સની ઉથલપાથલની વેળાએ મોટો નેતા હતો. એ ઘણોજ નિષ્ઠુર, પ્રભુત્વ પ્રિય અને પરપીડક હતો. ઈ.સ. ૧૭૫૯ માં ફ્રાન્સમાં જન્મ્યો હતો અને કેટલાક શત્રુના કાવાદાવાથી ઈ. સ. ૧૭૯૪ માં મરી ગયો હતો.

ખની લાલચ શા સારૂં જોઇએ? જો તમે જ્ઞાનના નિર્મળ આનન્દના કરતાં સંસારની ખ્યાતિ મેળવવાને વધારે ચહાતા હો, તમારી આરાધ્ય શક્તિની પ્રસન્ન દૃષ્ટિના કરતાં ભોગ વિલાસના આનંદને માટે વધારે અધીર હો, તો તમારે વળી સાધના શા સારૂં કરવી જોઇએ? તમે પ્રેમિક છો, તમે–અપાર્થિવ વૈભવને માટે લાલચુ છો; આ વણિક વૃત્તિવાળા પાપી મનુષ્ય લોકમાં જે સ્વપ્નમાં પણ કંઈ જોતા નથી, તે તમે જ્ઞાનના અગમ્ય અજ્ઞેય ધનને માટે સર્વદા તૃષિત છો. તમારે વળી ધન, માન, ક્ષતિ લાભની ગણતરી કરવી શા માટે જોઇએ? વળી તમે સ્વદેશ વત્સલ સ્વનતિના બંધુ હો, ત્યારે તમે પ્રત્યેક કાર્યનું પરિણામ ચિન્તાની પહેલાં પોતાનાં પરિણામનો વિચાર કરોછો; દેશ–હિત વ્રતમાં વ્રતી થતાં દરેક પળે પોતાના હિતના વ્રતમાં આગળ પડો છો, દેશીઓમાં સ્વતંત્રતાનું પવિત્ર નામ લઇને ધીરે ધીરે પરતંત્રતાનું ઝેરી બીજ ચાહો છો. સર્વને સ્વર્ગની શોભા દેખાડશો તેથી નરકને આણીને ડુબાડશો પ્રભુ સ્વરૂપ પૂજા કરશો તેથી પગ નીચે આણીને બાંધશો. તમારે આવી ઠગ બાજી શા વાસ્તે કરવી જોઇએ? તમે અગ્નિકુંડમાં પોતાને ભસ્મ કરો અથવા ન કરો તે જૂદી વાત છે. પરન્તુ જો તમે જ્ઞાન ચાહો, કે પ્રેમ ચાહો, કે સ્વજાતિની ચઢતી ચાહો, તો પહેલાં પોતાને બલિદાન કરી, પોતાની પાસે જે કંઈ હોય તે દૂર ફેંકી દો. સાધકની પેઠે પોતે ક્રુસના લાકડા*ઉપર લટકાવો; ત્યારપછી સિદ્ધિની કલ્પવેલથી પોતાની ઇચ્છા મુજબનાં ફૂલ વીણી લો. જનક રાજા યોગી થઈ શક્યો નહિ, તે પો-

---

* એટલે જેમ ઇસુખ્રિસ્તે મનુષ્યજાતિના મંગળને માટે, ક્રુસના લાકડા ઉપર લટકાઇને પ્રાણ આપ્યો છે, તેમ પ્રાણ આપો.

ડુ શીલતા છે. કોઇ તમાંરો તિરસ્કાર કરે, તમે તેને બદલે તિરસ્કાર કર્યો નહિ, કોઇએ તમારા માથા ઉપર ટપલો માર્યો તમે તેના પગના નખને પણ અડકયા નહિ તો લોકો તેનેજ સહનશીલતા કહે છે. પરંતુ સહનશીલતાનું ખરૂં નામ કાલની વાટ જોવી છે, જે કામમાં યશ નથી માન નથી, તરત સુખની લાલચ નથી, અને સામે પણ આશાની ઉત્તેજના નથી, જે કામમાં હમણાં કોઇ રીતે સહાય નથી, અને સો વર્ષે પણ જેમાં સફળતાની સંભાવના નથી, જે તેવાં પણ હૃદય મનને હવાલે કરીને લાગ્યા રહે છે તેજ યથાર્થ સહનશીલતા છે, અને જે આવી સહનશીલતાને પોતાના પ્રાણમાં પોષણ કરીનેભવિષ્યના ગાઢા અંધકારને ભેદીને કાલની તરફ જોઇ રહેલો હોય છે, તેજ ખરો સાધક છે, તેજ યથાર્થ પુરૂષ છે.

કુદરતની સહનશીલતા જુઓ. આજે મોટું વડ ઝાડ હજારો પક્ષીઓને રહેવાને આશ્રય આપેછે, હજારો તાપિતદેહને શીતલ કરેછે, એક વેળાએ તે નાનામાંથી નાનું એક બીજ માત્ર હતું; કુદરતે ધીરે ધીરે એને આવું વધાર્યું છે. આજે જે મજબુત જમીન અસંખ્ય જીવ-જંતુની રહેવાની જગા બનીછે અને ગામ નગરને શોભા આપેછે, એક વેળાએ તે એક રેતીનો દાણો માત્ર હતું; કુદરતે રેતીના દાણાની સાથે રેતીના દાણા બાંધીને તેથી ધીરે ધીરે એક આશ્ચર્ય-દીવાલ બનાવીછે. આજે જે પહોળા પાટ વાળી નદી લાખો પ્રાણીને જીવાડેછે અને આખા દેશના સુખ તથા સૌભાગ્યનો બોજો ધારણ કરીને ગર્વથી વહે છે, તે એકસમય અતિ સૂક્ષ્મ એક રૂપાની રેખા માત્ર હતી; કુદરતે તે રૂપાની રેખાને ધીરે ધીરે તેવી કરી મૂકીછે. વળી યુગાન્તર પછી જે વિપ્લવ થશે, જે વિપ્લવથી કેટલું જૂદુ પડશે, કેટલું ઉન્મૂલન થશે, જે વિપ્લવ ક્યાં તો પ્રલય પયોધિના અંધકારથી ઘેરાયલી

તે અધ્યવસાયથી ફરી સળગી ઉઠે છે. અધ્યવસાય ભીષ્મની પ્રતિજ્ઞાના જેવી છે; સૃષ્ટિ પણ જો ફરી જાય, તથાપિ એ ખસતી નથી; એ હિંમતનો સારછે, ભયના કોઈ કારણથી એને વિચલિત કરી શકતુ નથી.

ઇચ્છેલો સંકલ્પ પેહેલી કોશેશથી સંસિદ્ધ થશે એવી આશા કરવી કોઇને પણ ઉચિત નથી. પહેલા પગથિયા ઉપર પગ લપસી ગયાથી અથવા પ્રથમ વિઘ્નથી જેનો ઉદ્યમ ભંગ, આશા ભંગ તથા વ્રત ભંગ થાયછે, તેનાથી કદી પણ કોઇ જાતની કઠોર સાધના થઇ શકશે નહિ એટલા માટે અધ્યવસાયની એટલે ખંતથી કામ કરવાની જરૂર છે, સામર્થ્ય વળી શું? અધ્યવસાયજ ખરેખરૂં સામર્થ્ય છે. પેલું દુર્બલ બાળક છેટે ઉભેલી માતાના આશાનાં મધુર હસવામાં ઉત્સાહિત થઇને ધીરે ધીરે ઉભો થતાં શીખેછે, એવું તે દુર્બલ શરીર કેટલી વખત પડી જાયછે, કેટલીકવાર જખ્મ થાયછે તે હમણા કોણ કરી શકેછે? પરંતુ કદાચ એ બાળકના બોજાથી પર્વત પણ એક વેળાએ કંપિત થશે. એક નાનો પથ્થર એની આગળ હમણા હિમાદ્રિના જેવોછે; પરંતુ અધ્યવસાય હોયતો કદાચ એના કમલના જેવા નરમ હાથ પિરામિડ પાડી શકશે. વસ્તુતઃ અધ્યવસાયની એટલે ખંતીપણાની તુલના થઈ શકતી નથી. અધ્યવસાય વિઘ્ન વિપત્તિને જોડે રાખેછે, સાગરને શોષી લેછે, અને હજારો ડર, વજ્રપાત તથા તોફાની હવામાં પણ ઝાડપાન વિનાના બરફથી ઢંકાયલાં અચલની પેઠે નિર્ભીક તથા નિષ્કમ્ રહીને પોતાનો મંત્ર પોતે સાધન કરેછે.

સહન શીલતા બીજી એક વસ્તુ છે; એ ખંતીપણાના જેવી છે. તોપણ સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં અધ્યવસાયથી સંપૂર્ણ રીતે જૂદી છે. સાધારણતઃ સહનશીલતાનો અર્થ ક્ષમા છે. સહનશીલતાનો અર્થ મૃ-

શી આશા રખાય? ત્યારે જાણુતા નથી કે ક્યારે સાધકનો ફરી ઉદય થશે. ક્યારે વળી સાધના પાછી શરૂ થઇને અંધકારને પ્રકાશિત કરશે!

---

## અજર્જુન.

કુરૂ કુલ ગુરૂ દ્રોણાચાર્યે પોતાના શિષ્યોની સસ્ત્રશિક્ષાની પરીક્ષા લેવાની મતલબથી એક દિવસે બધાને એકઠા કરીને એક ઉચા ઝાડ ઉપર એક બનાવટી પક્ષી મૂકીને બધાને કહ્યું, તમે તેને તાકીને તીર ફેકવાને તૈયાર થાવ કે હું જ્યારે કહીશ ત્યારે તમારે પક્ષીની આંખ ફોડવી પડશે, એવું કહીને તેણે સર્વથી પહેલાં યુધિષ્ઠિરને સબોધીને કહ્યું, "બેટા! તું પેલા પક્ષીની આંખ ઉપર તાકીને તીર પકડ, પરન્તુ હું ના બોલું ત્યાં સુધી તીર ફેંકતો ના." યુધિષ્ઠિરે કહ્યું, જેવી આજ્ઞા. ત્યારપછી દ્રોણે પુછ્યું, "યુધિષ્ઠર! તું શું અહિં જુએ છે." યુધિષ્ઠિરે કહ્યું, હું આપને, ભાઇઓને, ઝાડોને અને ઉડતા પક્ષીઓને જોઉં છું. આ સાંભળીને આચાર્યે અપ્રસન્ન મનથી યુધિષ્ઠિરને દૂર કર્યો. પછી દુર્યોધન, દુસ્શાસન, ભીમ, નિકુલ વગેરે શિષ્યોને એક પછી એક બોલાવ્યા અને સર્વને ઉપર પ્રમાણે પુછ્યું. સર્વે યુધિષ્ઠિરની પેડે જવાબ આપ્યો. ત્યારપછી તેણે અજર્જુનને બોલાવીને તેને ઉપર લખેલો પ્રશ્ન પુછ્યો, ત્યારે અજર્જુને કહ્યું, "મહારાજ, હું કેવળ પક્ષીની આંખ જોઉ છું, બીજું કંઇ જોતો નથી." આ સાંભળીને આચાર્યે તુષ્ટ મનથી તીર ફેંકવાનું કહેતાંજ અજર્જુને પક્ષીની આંખ ફોડીને જમીન ઉપર પક્ષીને પાડ્યું.

પછી દ્રોણાચાર્યે સર્વની તરફ ફરીને કહ્યું, "જુઓ જે કામ

તરંગમાળાની પેઠે ભયંકર અવાજથી ગર્જશે, ક્યાં તો કાલની સર્વ સંહારિણી મૂર્તિમાં જગતની સુંદર તથા બદસુરત, સ્થાયી તથા અસ્થાયી, પ્રવાહી તથા નક્કર વસ્તુઓ લઇને રમશે, જેનો શ્વાસોશ્વાસ અનન્ત તરવારના ઘા જેવા ફેરામાં અનતજ્યોતિ સ્ફુટિત તથા પ્રકાશિત થઇ રહેશે. કુદરત હમણાં પણ તલ તલ જેટલી વધીને તેની શક્તિ સંચય કરેછે. મુગી મુગી, નિસ્તબ્ધ ભાવથી, તેના કારણ એક એકને સાંકળમાં જોડેછે. કોઈ જોતા નથી, જોવા છતાં પણ કોઈ સમજતા નથી, એવી રીતે તેનાં ઉપકરણ સંગ્રહ કરવામાં જે રહેલી છે, એજ સહનશીલતા છે. જો અનન્ત શક્તિપણુ સાધના વ્રતમાં આવી સહનશીલ થઈ શકેછે, તો શું મનુષ્યે અસહનશીલ થવું જોઇએ?

હાય! જે દેશમાં વાચાલની ધીરે ધીરે વૃદ્ધિ પામે છે અને સાધના ધીરે ધીરે વિલુપ્ત થાય છે, તે દેશમાં શાથી સિદ્ધિ થશે? જે દેશમાં પ્રત્યેક સેંકડો મંત્રથી દીક્ષિત છે અને મંત્ર રક્ષામાં સર્વ અભણ છે, જેઓમાં એક બીજામાં અદેખાઈ તથા બડાઇ મેળવવાનું નામ ઉત્સાહ છે, ધાંગાટ મચાવવાનું નામ ઉદ્યમ છે, અચલવાયુ સેવનનું નામ આત્મોત્સર્ગ છે અને અવિચલિત નિંદ્રાનું નામ અધ્યવસાય તથા ખંતીપણું છે, તેઓનો હવે ભરૂસો ક્યાં હોય? જેઓ પ્રાતઃ સૂર્યના ઉદયની વેળાએ જે કાર્યની કલ્પના કરે છે, તેની સાંજ પડતાં ન પડતાં તેઓ ફળ મેળવવાને માટે આતુર થાય છે; એક રાતમાં રોમ બાંધવા [illegible]રેછે* મુછ ફુટવાની પહેલાં જીવનના સર્વ વ્યાપારો પૂરા કરીને [illegible]ર્તિના શિખર ઉપર ચઢીને બેસે છે. તેઓની હવે

---

* એટ[illegible] ઘડિમાં કોઇ મોટા કામની ઇચ્છા કરે છે એક રાતમાં રોમ નગર [illegible] ધાયું નહોતું, આવી અંગ્રેજોમાં એક કહેવત ચાલે છે.

શી આશા રખાય? ત્યારે જાણતા નથી કે ક્યારે સાધકનો ફરી ઉદય થશે. ક્યારે વળી સાધના પાછી શરૂ થઇને અંધકારને પ્રકાશિત કરશે!

---

## અર્જુન.

કુરૂ કુલ ગુરૂ દ્રોણાચાર્યે પોતાના શિષ્યોની સસ્ત્રશિક્ષાની પરીક્ષા લેવાની મતલબથી એક દિવસે બધાને એકઠા કરીને એક ઉંચા ઝાડ ઉપર એક બનાવટી પક્ષી મૂકીને બધાને કહ્યું, તમે તેને તાકીને તીર ફેંકવાને તૈયાર થાવ કે હું જ્યારે કહીશ ત્યારે તમારે પક્ષીની આંખ ફોડવી પડશે, એવું કહીને તેણે સર્વથી પહેલાં યુધિષ્ઠિરને સંબોધીને કહ્યું, “બેટા ! તું પેલા પક્ષીની આંખ ઉપર તાકીને તીર પકડ, પરન્તુ હું ના બોલું ત્યાં સુધી તીર ફેંકતો ના.” યુધિષ્ઠિરે કહ્યું, જેવી આજ્ઞા. ત્યારપછી દ્રોણે પુછ્યું, “યુધિષ્ઠર! તું શું અહિં જુએ છે.” યુધિષ્ઠિરે કહ્યું, હું આપને, ભાઇઓને, ઝાડોને અને ઉડતા પંક્ષીઓને જોઉં છું. આ સાંભળીને આચાર્યે અપ્રસન્ન મનથી યુધિષ્ઠિરને દૂર કર્યો. પછી દુર્યોધન, દુશ્શાસન, ભીમ, નિકુલ વગેરે શિષ્યોને એક પછી એક બોલાવ્યા અને સર્વને ઉપર પ્રમાણે પુછ્યું. સર્વે યુધિષ્ઠિરની પેઠે જવાબ આપ્યો. ત્યારપછી તેણે અર્જુનને બોલાવીને તેને ઉપર લખેલો પ્રશ્ન પુછ્યો, ત્યારે અર્જુને કહ્યું, “મહારાજ, હું કેવળ પંક્ષીની આંખ જોઉં છું, બીજું કંઇ જોતો નથી.” આ સાંભળીને આચાર્યે તુષ્ટ મનથી તીર ફેંકવાનું કહેતાંજ અર્જુને પક્ષીની આંખ ફોડીને જમીન ઉપર પક્ષીને પાડ્યું.

પછી દ્રોણાચાર્યે સર્વની તરફ ફરીને કહ્યું, “જુઓ જે કામ

કરવું જોઇએ તેમાં દૃઢ રીતે મન લગાડવું જોઇએ. દૃઢ મન લગાડ્યાથી તે કામની સાથે મનની તન્મયતા ઉત્પન્ન થાય છે. તન્મયતા જન્મ્યાથી તે વેળાએ મનમાં તે કાર્યના શિવાય દુનિયામાં બીજી કાંઈ વસ્તુ જણાતી નથી, અને જો તેમ મનની એકાગ્રતા થાય તો તે કામ જરૂર થઈ જાય છે. અર્જુન પક્ષીની આંખ ઉપર તાકીને એકાગ્રમનની સાથે તન્મય થયો હતો એથી તે તેના શિવાય બીજુ કંઈપણ જોતો નહોતો. તેથી તેને સુહેલાઈથી પક્ષીની આંખ ફોડી તેમ તમે સર્વે કરી શકત નહિ, કારણ કે આંખની સાથે તમારા કોઇની પણ મનની તન્મયતા ઉત્પન્ન થઈ નહોતી. તેમ ન થવાનું કારણ એ છે કે, તમારાં મન ચંચલ છે. આંખના ઉપર લક્ષ કરવાની વખતે તમારૂં મન કદી પણ ખરી રીતે સ્થિર થયું નથી. જો સ્થિર થયું હોત તો કદાપિ તે વેળાએ બીજું કંઈ જોવા પામતે નહિ. અર્જુનનું અક્ષિલક્ષ્યકરણ; દૃષ્ટાન્ત યાદ રાખીને સર્વે પોત પોતાના કાર્યમાં એકાગ્રમન રાખવા શીખવું જોઇએ.

---

## રાબર્ટ બ્રુસ.

રાબર્ટ બ્રુસ નામનો સ્કૉટલંડનો એક રાજા હતો. તેના વારામાં અંગ્રેજો તેની સામે લઢવા આવતા હતા. ઘણી વેળાએ તે અંગ્રેજોને હરાવતો હતો, તે છતાં અંગ્રેજો તેનો પીછો છોડતા નહોતા. તેથી અંગ્રેજો અને સ્કૉચોની જોડે દુશ્મનાઈ થઈ હતી. તે તરફના મનુષ્યો એક બીજાને મળતા તો તેઓ એક બીજાને મારતા હતા.

રાબર્ટ બ્રુસે ઘણી લઢાઇઓ કરી તેથી તેનું લસ્કર ધીરે ધીરે ઓછું થવા લાગ્યું. અન્તે તેની હાર થઈ તેથી તે નાઠો. આ ખબર તે વેળાના ઇંગ્લંડના રાજા એડવર્ડને થઇ તેથી તેને પકડવાને માટે ચારે બાજુએ પોતાના સિપાઈઓને મોકલ્યા.

રાબર્ટ બ્રુસ નાસતો ફરવા લાગ્યો. આખરે જંગલમાં પહાડની વચ્ચમાં એક જૂનો ખંડ છે તેમાં હતો તેમાં તેણે ગુપચુપ રહેવામાં નક્કી કર્યું તેથી તે થોડો વખત રહ્યો એટલામાં તેના શત્રુઓ ત્યાં આવી ચઢયા. તે ત્યાંથી નાઠો.

સાંઝે તેણે એક ભાગેલી ઝુંપડી જોઇ. તે વેળાએ તે ઘણો થાકી ગયો હતો. તેથી તેમાં રહેવાનું નક્કી કર્યું. કારણ કે તે વેળાએ પોતાની પાસે કંઈ નહોતું. પોતાનું રાજ પાટ ગયું હતુ ને રસ્તાનો ભિખારી થઈ ગયો હતો, હવે ફક્ત પોતાનું જીવન બચાવવાનું બાકી જોતો હતો તેથી તે ભાગેલી ઝુપડીમાં પેઠો. તે ઝુંપડીમાં બીજું કોઈ નહોતુ. ત્યાં ઘાસનો ઢગલો પડયો હતો તેના ઉપર જઇને પડ્યો. ઓશીકાની જગાએ પોતાનો હાથ રાખ્યો પણ તેને ઊંઘ આવી નહિ અને ઝંખા અજવાળામાં ઝુપડીની દશા જોવા લાગ્યો. તે આવી રીતે ઘણીવાર સુધી પડયો પડયો પોતાની દશા વિષય વિચાર કરવા લાગ્યો અને તેથી વધારે વધારે નાશીપાસ થવા લાગ્યો, અને ધારવા લાગ્યો કે હવે આ સ્થિતિમાંથી ફરી આગલી સ્થિતિમાં આવવું મુસ્કેલ છે. મારૂં લસ્કર નાશ પામ્યું છે, તેમજ પૈસા વગેરે દુશ્મનોના હાથમાં ગયા છે. હવે કંઇ આશા નથી, એવો વિચાર કરે છે. એટલામાં પાસે કરોળીઆને પોતાની જાળ બાંધવાનો શ્રમ કરતાં જોયો. તે જાળુ બાંધવાને માટે એક લાકડા ઉપર દોરો નાંખતો હતો પણ તે દોરો

પકડાતો નહોતો. બારવાર કરોળીઆએ દોરો નાંખ્યો પણ તે તુટી જતો તેમજ વળગતો નહોતો તે છતાં કરોળીઓ થાકયો નહિ. દરેક વખતે પાછો પોતાની જગા ઉપર આવીને દોરો વણુતો હતો અને તેને વળગાવવા જતો હતો પણ તે વળગાડી શકતો નહોતો. ફરી ફરી આવીને પોતાનું જાળુ કરવાનો યત્ન કરતો હતો. પછી છેલ્લે તેરમી વેળાએ પોતાનું જાળુ બરોબર રીતે વળગાવી શકયો. તે જોઇને રાજાએ કહ્યું કે તેરવાર સુધી આ નાના કરોળીઆએ યત્ન કર્યો તેમાં તે ફતેમંદ થયો છે. આ મને શીખવે છે કે કદીપણ નાશીપાસ થવું નહિ. હું હવે એકવાર મારી પ્યારી જન્મભુમીને માટે યત્ન કરીશ તેમાં જો ન ફાવ્યો તો બીજી વેળાએ કરીશ તેમાં જરૂર હું ફતેમંદ થઇશ. જેમ આ કરોળીઆએ બારવાર યત્ન કર્યો અને આખરે તેરમીવારે તે ફાવ્યો તેમ જો હું લાગ્યો રહીશ તો હું જરૂર ફતેહ મેળવીશ. આવું નક્કી કરીને ઉઠીને રાબર્ટ બ્રુસ ઝુંપડી છોડીને ચાલ્યો. થોડી મુદતમાં તેણે પોતાના વફાદાર માણસોને એએકઠા કર્યા ને તે જૂના કિલ્લામાં લાવ્યો. ત્યારપછી બીજા સીપાઇઓ એકઠા કરીને અંગ્રેજોની જોડે લડવા ગયો. રાજા એડવર્ડના સિપાઇઓને સ્કોટલંડમાંથી હાકી કાઢયા. પછી તે સ્કૉટલંડની રાજગાદી ઉપર રાજ ચલાવવા લાગ્યો. તેની આખરની ઉમર સુધી કોઇ પણ શત્રુ તેની ઉપર ચઢી આવ્યો નહોતો.

જુઓ કેવી રીતે એક કરોળીઆએ માણસને ઉપદેશ આપ્યો અને ઉદ્યોગ કરવાથી કેવું ફળ થયું. તેમ કામમાં ન હઠતાં કામમાં મંડી રહ્યાથી આખરે તે પાર પડશે ને પડશે તેમાં કંઇપણ સંદેહ નથી.

---

# વિલિયમ હેવરલિ.

યુરોપમાંના એક મોટા શેહેરમાં એક વેળાએ એક છોકરો ચોપડી વેચનારની દુકાને ગયો હતો. તેના કપડાં તદ્દન ફાટી ગયાં હતાં. તે છોકરો ગરીબ જણાતો હતો. તે છોકરે એ દુકાનમાં જઇને દુકાનદારને પૂછ્યું " તમારી પાસે અમુકની બનાવેલી ભૂગોળવિદ્યા છે? દુકાનદારે કહ્યું, " હા ઘણી છે." આ સાંભળીને છોકરાએ પૂછ્યું તેની શી કીમત છે? " પેલા દુકાનદારે તેના જવાબમાં કહ્યું, " ચાર શિલિંગ. પેલા છોકરાએ કહ્યું " હું તેની કીમત આટલી મોંઘી છે તે જાણતો નહોતો" એવું કહીને તેણે ચાલવા માંડ્યું અને દુકાનનો દરવાજો ઉઘાડીને જતો હતો એટલામાં તેના મનમાં વિચાર આવ્યો તેથી પાછું બારણું બંધ કરીને પાસે આવીને કહેવા લાગ્યો, મારી પાસે ત્રણ શિલિંગ છે તે તમે લો, અને બીજી એક શિલિંગ પછી આપીશ, ને ચોપડી આપો. હું થોડા દિવસમાં તમારી બાકીની એક શિલિંગ આપી જઇશ. આમ કહીને તે ઉભો રહ્યો. દુકાનદાર તેનાં કપડાં સામુ જોઈને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ છોકરો ફરી પૈસા ક્યાંથી લાવશે. તેના પોશાક ઉપરથી જણાય છે કે તે ગરીબ છે. આને ચોપડી આપ્યાથી ફરી પૈસા મળશે નહિ. આવો વિચાર કરીને દુકાનદારે કહ્યું હું બાકી રાખતો નથી. જો તારી પાસે ચાર શિલિંગ હોય તો લે નહિ તો હું ઉધાર આપતો નથી. આવું કહ્યાથી છોકરો દુકાનમાંથી નીકળ્યો. ચોપડી વેચનારની દુકાનમાં એક ગૃહસ્થ ચોપડી લેવા માટે આગળનો ઉભો હતો તેણે છોકરાની તથા દુકાનદારની વાત સાંભળી અને છોકરાને જતો જોયો તેથી તે પણ તેની પછવાડે નીકળ્યો અને રસ્તામાં મળ્યો. પછી પેલા

ગૃહસ્થે પૂછ્યું, "હવે તુ શું કરીશ?" તેના જવાબમાં છોકરાએ કહ્યું, બીજી દુકાન ઉપર તપાસ કરીશ સાહેબ." આ સાંભળીને પેલા ગૃહસ્થે કહ્યું." હું તારી સાથે આવું? હું જોવા ઇચ્છું છું કે કેવી રીતે તું ફતેમંદ થાયછે? છોકરાએ કહ્યું "ભલે આવો."

પછી બંન્ને જણા બીજી દુકાનમાં ગયા, ત્યાં પણ બાકી રાખવાની ના કહી. ત્યારપછી ત્રીજી દુકાને ગયા ત્યાં પણ ના પાડી. ચોથી દુકાને ગયા ત્યાં પણ બાકી રાખવાનું ના પાડ્યું. દરેક દુકાનમાંથી પાછા ફરતી વેળાએ છોકરાનો ચહેરો ઉતરી ગયલો જણાતો હતો. ચોથી દુકાન ઉપરથી નીકળ્યા એટલે ગૃહસ્થે પૂછ્યું, "હવે તું શું કરીશ?" છોકરાએ ઉત્તરમાં કહ્યું, દરેક દુકાને જઈશ. કદાચ કયાંથી મળી આવે, એવું કહીને પાંચમી દુકાને છોકરો બહાદુરીથી દુકાનમાં પેઠો અને દુકાનદારને ચોપડી વિષે કહ્યું. પછી પોતાની પાસે ત્રણ શિલિંગ છે તેની પણ વાત કરી. દુકાનદારે તેને પૂછ્યું, છોકરા આવી ભારે કીંમતની ચોપડી લેવાનું તારે શું કામ છે? તારે શા વાસ્તે જોઇએ છીએ?" છોકરાએ જવાબમાં કહ્યું, સાહેબ અભ્યાસ કરવા માટે. બધા નિશાળિયા પાસે ભુગોલવિદ્યા છે. હું નિશાળે જઇ શકતો નથી. જ્યારે મને વખત મળશે ત્યારે હું વાંચીશ. ભુગોળવિદ્યા મારી પાસે નથી તેથી બધા છોકરાઓ મારાથી ચઢે એવું હું ચહાતો નથી. તેમજ મારો બાપ કઈ જગાએ જતો હતો તે મારે જાણવું છે." આ સાંભળીને દુકાનદારે પૂછ્યું તારો બાપ હાલ કયાં છે તે તારે જાણવું છે કે બીજું કંઇ? તેનો ઉત્તર આપ્યો, મારો બાપ મરી ગયો છે. તે ખારવાનું કામ કરતો હતો. આટલું કહીને થોડીવાર ચુપ થઇને પછી તે બોલ્યો, મારે ખારવાનું કામ કરવું છે, હું ખા-

રવાનું કામ કરવા ઇચ્છું છું. " આ સાંભળીને દુકાનદાર આશ્ચર્ય પામીને બોલ્યો શું તુ ખરેખર ખારવાનું કામ કરવા ઇચ્છે છે? છોકરા તું જ્યારે આટલી હિમ્મત રાખે છે, ત્યારે હું તને ભૂગોળ વિદ્યા આપવા ઈચ્છું છું. જો તારી મરજી હોયતો આ નવી લે અને બાકીનો એક શિલિંગ જ્યારે તારાથી બને ત્યારે પહોચાડી જજે. બીજું મારી પાસે એક જૂની ભૂગોળવિદ્યા છે તે હું તને બે શિલિંગે આપીશ, તારી ઇચ્છા હોયતો એ લે." આ સાંભળીને છોકરાએ પૂછ્યું શું જૂની ભૂગોળવિદ્યા નવીનના જેવી છે? તેનાં પાનાં બરાબર છે?" તેના જવાબમાં દુકાનદારે કહ્યું, "હા તે નવીના જેવી છે, તેનાં પાનાં બરાબર છે, ફક્ત જૂની છે એટલુંજ. બંન્ને એક માણસની બનાવેલી છે." પછી છોકરાએ કહ્યું. "ત્યારે હું બે શિલિંગની ભૂગોળ-વિદ્યા લઈશ" પછી પેલા ગૃહસ્થને કહેવા લાગ્યો ઠીક થયું કે પેલા દુકાનદારોએ મને ભૂગોળવિદ્યા આપી નહિ. એક શિલિંગ ઉલટો બચ્યો તેમાંથી બીજી ચોપડી લઇશ. છોકરો આવું બોલ્યાથી પેલો દુકાનદાર અજાયબ થયો અને પેલા ગૃહસ્થની સામું જોવા લાગ્યો. ત્યારે તે ગૃહસ્થે જે થયું હતુ તે કહ્યું તે સાંભળીને દુકાનદાર ઘણો ખુશી થયો અને ભૂગોળવિદ્યાની સાથે એક પેનસીલ અને કેટલાક કોરા કાગળ ભેટ તરીકે આપીને છોકરાને કહ્યું, તારા જેવા ખંતી-લાઓને મદદ કરવી જોઇએ. તેમ પેલા ગૃહસ્થે કેટલીક કોરી ચો-પડીઓ વેચાતી લઇને છોકરાને ભેટ દાખલ આપી. છોકરાને કાપી-ઓ મળ્યાથી છોકરો ખુશી થઇને તેનો ઊપકાર માનવા લાગ્યો અને તેણે કહ્યું, " હું આશા રાખું છું કે કોઈ વેળાએ તમારો ઉપકાર ફેડીશ. આમ કહીને બેઉ જણાઓએ એકમેકનું નામ પૂછ્યું, છોકરાનુ નામ વિલિયમ હેવરલિ હતું.

ઉપલા બનાવને ત્રીસ વર્ષ થઇ ગયાં. એક દિવસે પેલો ગૃહસ્થ કે જે છોકરાની સાથે દુકાને દુકાને ફર્યો હતો અને આખરે ભૂગોળવિદ્યા લીધી હતી, અને તેને ઇનામમાં કેટલીક કોરી ચોપડીઓ આપી હતી તે કંઇ કામને માટે અમેરિકામાં ગયો હતો, અને ત્યાંથી પાછો ફરતી વેળાએ એક સારા વહાણમાં ચઢયો હતો. હવા ઘણીજ સારી હતી. વહાણ ઘણા ઝપાટાથી આવતું હતું. એકાએક મોટું તોફાન રસ્તામાં નડયું. વહાણ ડોલાં ખાવા લાગ્યું, તેમજ વહાણના તળીઆમાંથી પાણી આવવા લાગ્યું. બધા માણસો તેમજ વહાણના ખલાશિઓએ ધાર્યું કે હવે ડુબવાના, પણ વહાણના માલમે ખારવાઓને હુકમ આપ્યો હતો કે તેઓએ પાણી કાઢી નાંખવું, તેમાં કસર રાખવી નહિ. માલમની ખાતરી હતી કે, ગમે તે રીતે વહાણ લિવરપુલને કાંઠે પુગશે, અને પોતે પાણી કાઢવામાં તથા વહાણ બરાબર લઇ જવામાં ઘણીજ મહેનત કરતો હતો. ખારવાઓ થાકી ગયા હતા તોપણ તે થાકતો નહોતો. તે ઘડિયે ઘડિયે ઉપર નીચે જતો હતો. એક વેળાએ માલમ જ્યારે નીચે જતો હતો ત્યારે પેલા ગૃહસ્થે પૂછયું, "માલમ સાહેબ વહાણ સહી સલામત જશે કે નહિ ?" માલમે તેની સામે નજર કર્યાપછી બીજા માણસોની તરફ નજર કરીને કહ્યું, જો તમે બધા મદદ કરશો તો હું જરૂર તમને લિવરપુલના બંદર ઉપર પહોચાડીશ." પછી તેણે બધાઓને કામે વળગાડયા. આખરે કિનારે વહાણ પહોચ્યું અને તરત નીચે બેઠું પણ પાણી વધારે નહોતું તેથી તે ડુબ્યું નહિ. જો તે રસ્તામાં હોતતો ડુબી જાત બધા માણસો કિનારે ઉતરવા લાગ્યા. પેલો ગૃહસ્થ સર્વથી છેલ્લો ઉતરવા જતો હતો, તેટલામાં માલમે તેનો હાથ પકડીને કહ્યું સાહેબ મને ઓળખો છો ? " તેણે કહ્યું મેં તમને અહિંજ જોયા

છે બીજે ક્યાં જોયા નથી એવું મને ભાસે છે.” ત્યારપછી માલમે ત્રીસ વર્ષ ઉપરની ભૂગોળવિદ્યાની વાત કહી અને તેણે પોતાનું નામ કહ્યું ત્યારે ગૃહસ્થે કહ્યું “ હા હું તેને ઓળખું છું ” માલમે કહ્યું “તેજ હું છોકરો છું અને આજે મેં તમારો ઉપકાર ફેડયો. ” માલમ આવું બોલ્યો એટલે પેલા ગ્રહસ્થે કહ્યું, એ તમારા પહેલાં કામનુ આ કામ છે. બાળપણામાં ખંતીપણુ રાખ્યું હોયતો મોટપણમાં ઘણાજ લાભો થાય છે. તે તમારા કામથી જણાય છે. ત્યાર પછી બેઉ છુટા પડયા.

---

## હિયોનસો.

**ચીન**ના મુસાફર હિયોનસોનું નામ ઘણા જાણે છે. છોકરાં નીશાળમાં વાંચે છે કે હિયોનસો નામનો એક **ચીન** દેશનો મુસાફર હિંદુસ્તાનમાં આવીને ઘણી જગા જોઇ ગયો છે. પરંતુ એ કોણ હતો, એ શા વાસ્તે હિંદુસ્તાનમાં આવ્યો હતો તે ઘણાકો જાણતા નથી એટલા માટે અહિં તેનું વૃત્તાન્ત આપવામાં આવે છે. એના ઉપરથી પ્રસિદ્ધ મુસાફરના અસાધારણ ત્યાગસ્વીકાર અને ખંતીપણાની ઓળખાણ મળશે.

**ચીન**ના ઉપલા ભાગના નગરમાં ઇ. સ. ૬૦૩ માં હિયોનસોનો જન્મ થયો હતો. તે વેળાએ **ચીન**ના રાજમાં બલવો થયો હતો. જ્યાં ત્યાં બળવો થયાથી સર્વ રાજમાં બે બંદોબસ્ત થઇ ગયો હતો. હિયોનસોનો પિતા તો રાજના કામમાં નોકર થયો હતો. અંતે કામ છોડીને પોતાના ચાર છોકરાઓને ભણાવવા લાગ્યો. આ

ચાર છોકરાઓમાંના બે બાલ્યાવસ્થામાંજ પોતાની તીક્ષ્ણ બુદ્ધિને માટે પ્રખ્યાત થયા હતા. એમાંનો એક આપણો મુસાફર હિયેનસો હતો.

ચીનના ઘણાખરા માણસો બુદ્ધ ધર્મ માને છે. હિયેનસો એક ધર્મનિષ્ઠ બૌદ્ધ હતો. તેણે પહેલ વહેલાં એક બૌદ્ધ મઠમાં ભણવાનો આરંભ કર્યો હતો. એ વખતે તે પોતાના મોટા ભાઇની પાસેથી પણ ઘણું શીખ્યો હતો. હિયેનસો નીશાળની કેળવણી મેળવીને સ્ત્રી પરણ્યો નહિ. તે તેર વર્ષની ઉમ્મરે બૌદ્ધ યતિ ધર્મમાં દીક્ષિત થયો. ત્યારપછી સાત વર્ષ સુધી હિયેનસો મોટા મોટા તત્વવિદ અને વિદ્વાનોના ઉપદેશ સાંભળવા માટે દેશના એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં ફરવા લાગ્યો. પરન્તુ દેશમાં સર્વદા લડાઇ બખેડો હોવાથી તેના અભ્યાસમાં ઘણી હરકત પડતી હતી. કોઈ કોઈ વખતે તે છેટેના જંગલમાં આશ્રય લેવાને ચુકતો નહોતો. આવી રીતે ગડબડમાં રહેવા છતાં પણ હિયેનસો અધ્યયનથી દૂર રહ્યો નહિ. ગમે તેમ હો, વિદ્યા ભણીને તે વીશ વર્ષની ઉમ્મરમાં બૌદ્ધ પુરોહિત થયો. આવી નાની ઉમ્મરમાં હિયેનસો જ્ઞાન તથા વિદ્યામાં સ્વદેશમાં પ્રસિદ્ધ થયો હતો. પોતાના ધર્મનાં પવિત્ર ધર્મ પુસ્તકો, બુદ્ધનું જીવન ચરિત્ર અને ઉપદેશો તેમજ સ્વદેશનાં દર્શન શાસ્ત્રો પણ જાણતો હતો. તે ચીનની મોટી મોટી શાસ્ત્રશાળામાં ૭ વર્ષ મોટા મોટા તત્વવેત્તાના પગ નીચે બેશીને ધર્મોપદેશ એકાગ્ર મનથી સાંભળતો હતો. પરન્તુ છેલ્લે એ સર્વ તત્વવેત્તા તેના સઘળા પ્રશ્નના ઉત્તર આપી શક્યા નહિ. તેણે સ્વદેશની ભાષામાં ભાષાન્તર થયલા બૌદ્ધ ધર્મના ગ્રંથો વાંચ્યા હતા પરંતુ તેનાથી તેનો સંદેહ

વધારે મજબૂત થયો હતો. આગળ લખવામાં આવ્યું છે કે, **ચીન**માં જ્યાં ત્યાં બળવો જાગી ઉઠયો હતો. કોઇ રાજ્યની સીમા છોડી શકતા નહોતા. તે વેળાએ **હિયોનસો** અને બીજા કેટલાક પુરોહિતોએ ભરતખંડમાં જવાને માટે મંત્રીઓની આગળ અરજ કરી. અરજ ના મંજુર થઇ તેથી **હિયોનસો**ની સાથે જનારાઓ મુગા બેઠા. પણ **હિયોનસો**એ **ભારત**વર્ષમાં જવાને માટે દૃઢ પ્રતિજ્ઞા લીધી. તેની પ્રતિજ્ઞા તુટી નહિ. પ્રાણ આપવાનો દૃઢ નિશ્ચય કરીને પોતાની પ્રતિજ્ઞા પાલવાને તૈયાર થયો.

ઇ. સ. ૬૨૯ માં **હિયોનસો**ની છવીશ વર્ષની ઉમ્મરમાં **બુદ્ધ**નું પવિત્ર નામ લઇને **ભારત** વર્ષની તરફ તે જવા નીકળ્યો. તે પહેલાં **હોયાંગહો** નદીના કિનારે આવ્યો. અહિયાંથી **હિંદુસ્તાન**માં જનારા યાત્રીઓ એકઠા થાય છે. પ્રાચીનકાળમાં **ભારત**વર્ષનું કપિલવસ્તુ કે જેમાં **બુદ્ધ**નો જન્મ થયો હતો અને ગયા, જેમાં **બુદ્ધ**નું નિર્વાણ થયું હતુ, વગેરે તીર્થસ્થાનના નામથી ઓળખાતા હતા. તેથી **બુદ્ધ** ધર્મની યાત્રા કરવા માટે **ચીન**થી તેમજ બીજા દેશથી આવતા હતા **હોયાંગહો** નદીના કિનારા ઉપર જેટલા યાત્રીઓ એકઠા થયા હતા તેઓને રાજના કારભારીઓયે જતા રોક્યા. પરન્તુ **હિયોનસો** પોલીસના સિપાઇઓની નજર ચુકાવીને ત્યાંથી ગયો. તરત તેની શોધ કરવાને માણસો દોડ્યા. પરન્તુ તરૂણ ઉમ્મરના યતિનું અસાધારણ ખંતીપણુ અને અવિચલિત દ્રઢ પ્રતિજ્ઞા જોઇને કારભારીઓએ બીજી કોઈ રીતે ના ન પાડતાં તેને જવાની આજ્ઞા આપી. અહિયાં સુધી તેની સાથે તેના બે મિત્રો આવ્યા હતા; પરન્તુ અહિયાંથી તેઓ તેને છોડીને ચાલ્યા ગયા. **હિયોનસો**એ ભોમિયા વિનાનો તથા

મિત્ર વગરનો થઇને ભક્તિ ભાવથી ઉપાસના કરી પોતાનું બલ વધાર્યું. બીજે દહાડે એક માણસ તેને માર્ગ બતાવવાને તૈયાર થયો. હિયોનસો એની જોડે વગર હરકતે કેટલોક દૂર ગયો, પણ એ માણસ પણ છેલ્લે મરૂ ભુમિની આગળ આવીને તેને છોડીને જતો રહ્યો. પરન્તું દૃઢ પ્રતિજ્ઞામાં હિયોનસો વિચલિત થયો નહિ. તે મૃગ તૃષ્ણાની પેઠે ભુલાવામાં પડ્યા છતાં પણ ધીર ભાવથી એક ગુંબજની પાસે આવ્યો. અહિયાં રક્ષણ કરનારાના બાણથી તેનો પ્રાણ જાત પરન્તુ ત્યાં એક ધર્મનિષ્ઠ બૌદ્ધ ઉપરી હતો તેણે એ હિમ્મતવાન તીર્થયાત્રીને જવાની રજા આપી અને હરકત બીજા ગુંબજમાં જવા માટે એને કોઇ રીતે હરકત ન પહોચે એટલા માટે ત્યાંના ઉપરીઓના નામે એક એક પત્ર લખી આપ્યો. હિયોનસો સર્વ ગુંબજ છોડીને બીજી એક રેતાળ જમીનમાં આવી પહોંચ્યો ત્યાં તે રસ્તો ભૂલ્યો. જે ચામડાની મસકમાં પાણી લાવતો હતો તે એકાએક ફાટી ગઇ. હિયોનસો રસ્તો ભુલ્યાથી અને ભયંકર મરૂ ભુમિમાં પાણી ન મળવાથી ઘણી વિપત્તિમાં પડયો. તેની હિમ્મત અને ખંતીપણું અહિંયાં જતું રહ્યું. તેણે પાછા ફરવાનો મનસુબો કર્યો. તે પ્રમાણે તેણે પાછો ચાલવાનો આરંભ કર્યો. એકાએક તે અટકયો. એકદમ કોઈ અનિર્વચનીય શક્તિના બલે તેની હિમ્મત તથા ખંતીપણાને જગાડ્યાં તેથી હિયોનસોએ કહ્યું મેં સોગન લીધાછે કે જ્યાં સુધી હિંદુસ્તાનમાં જઇશ નહિ ત્યાં સુધી ફરીશ નહિ. ત્યારે કેમ આવી ખરાબ બુદ્ધિ સુઝી? શા વાસ્તે કંઇ હું પાછો જવાને તૈયાર થયો? પશ્ચિમ તરફ જતાં પ્રાણ જાય તો પણ તે સારૂ છે, તથાપિ જીવતાં પૂર્વ તરફ ફરીશ નહિ." તેથી હિયોનસો પાછો પશ્ચિમ તરફ ફર્યો. એક ટીપું પાણી ન પીતાં ચાર દિવસો ને પાંચ રાત્રિઓ ગાળી ભયંકર રેતાળ જમીનમાં આવ્યો. તે એ વેળાએ કેવળ

ધર્મ પુસ્તકમાં ઉપદેશ વાંચીને -હૃદયને શાન્તિ પમાડતો હતો. તરૂણ ઉમ્મરનો ધર્મવીર એ પ્રમાણે કેવળ ધર્મોપદેશના બળથી બળવાન થઇ એક મોટા સરોવરને કિનારે આવ્યો. ત્યાં એક શહેર હતું. તે શહેર તાતાર જાતિના તાબામાં હતું. એક તાતાર રાજાએ હિયોનસોને પોતાની પ્રજાને ધર્મોપદેશઃ કરનાર તરીકે રાખવાને માટે ઘણો આગ્રહ કર્યો. પરન્તુ હિયોનસો એનાથી રાજી થયો નહિ. તાતાર રાજે અન્તે ઘણી જબરદસ્તી કરવાનો આરંભ કર્યો. પરન્તું હિયોનસોએ દ્રઢતા પૂર્વક કહ્યું, રાજાની શકિતછે, પરન્તુ મારા મનના અને મારી ઇચ્છા-ના ઉપર તે શકિત સ્થાપન કરી શકશે નહિ.” તેથી હિયોનસોને બંદીવાન કરીને કેદખાનામાં પૂર્યો. તાતાર રાજમાં પોતાનો દેહપાત કરવાને માટે ખાવા પીવાથી છેટે રહ્યો. આ ખબર તાતાર રાજને થયા તેથી રાજાએ છેલ્લીવારે કંઇ પણ ન કહેતાં દ્રઢપ્રતિજ્ઞ મુસા-ફરને જવાની રજા આપી. તેની આજ્ઞાથી ઘણા દાસો એટલે ગુલામો હિયોનસોની સાથે જવાને તૈયાર થયા. ચોવીસ રાજાઓના અધિકાર વચ્ચમાં આવતા હતા તેથી આ તીર્થ યાત્રીનું ટોળુ જાય તેઓના પ્રત્યે-કના નામે એક એક પેત્ર આપ્યાં. હિયોનસો એ સોબતીઓની સાથે કેટલાક બરફથી ઘેરાયલા મુસ્કેલ પહાડો ઓળંગીને બલખ અને કાબુલમાંથી ભારતખંડમાં આવ્યો. એ સર્વ પહાડોની હાર ઓળંગ-વાને સાત દિવસ લાગ્યા હતા. એમાંથી તેનાં ચૌદ માણસો નાશ પામ્યાં હતાં.

હિયોનસો પહેલાં પુરૂષપુર (પેશાવર)માં આવ્યો હતો. અને એ ત્યાંથી કાશ્મીરમાં ગયો. પછી પંજાબ ઉત્તર પશ્ચિમને છોડીને મગધમાં પહોંચ્યો એટલા દિસમાં આખંતીલા ધર્મ વીરની ઇચ્છા પરિપૂર્ણ થઇ. વિદેશી ધર્મવીરે પોતાનું પવિત્ર તીર્થ કપિલવસ્તુ, શ્રાવસ્તી

બનારસી, બુદ્ધગયા, ઇત્યાદિનાં દર્શન કર્યાં. મધ્ય ભરતખંડનાં અનેક સ્થાન જોયાં, બંગાળામાં જઇને બૌદ્ધ ધર્મની હાલતની શોધ કરી. દક્ષીણમાં ફરી જ્ઞાન મેળવ્યું. ધીરેધીરે તેણે ભારત વર્ષનાં ઘણાંખરાં સ્વસ્થાન જોયાં. તે મોટીમોટી જગાપરના મોટાંમોટાં માણસોની સાથે વાતચીત કરીને અને મોટામોટા સંસ્કૃત અને બૌદ્ધ ગ્રંથો વાંચીને ધીરે ધીરે જ્ઞાની અને બહુ દર્શી થયો. સંસ્કૃતમાં કુશળતા મેળવવા માટે તેણે પાણિનીનું વ્યાકરણ ધ્યાન પૂર્વક અધ્યયન કર્યું. પૈસાદાર માણસો જે કરી શકતા નથી તે એક અસહાય વિદેશી ગરીબ જુવાને પોતાની હિમ્મત્તથી અને ઉદ્યમથી તેમજ પોતાના અસાધારણ ધર્મનિષ્ઠાના ઉપર આધાર રાખીને તે કરી દેખાડયું છે. આવી રીતે હિયોનસો પોતાના અસાધારણ સાધનાના બળથી પોતે ઇચ્છેલી સિદ્ધિ મેળવીને સ્વદેશમાં ફરી જવાને તૈયાર થયો. તે પંજાબ અને કાબુલીસ્તાન થઇ મધ્ય એશિયાના પહાડી પ્રદેશમાં આવ્યો. તુર્કસ્તાન, કાસગર, યારકન્દ અને સ્કોટાનની રાજધાનીમાં કેટલોક કાળ ગાળીને સોળ વર્ષ પર્યન્ત મુસાફરી, અભ્યાસ અને વિઘ્ન વિપત્તિની જોડે સંગ્રામ કર્યા પછી ઇ.સ.૬૪૫ માં પોતાની જન્મભુમિમાં તેણે પગ મુકયો. તેની પ્રખ્યાતિ હમણાં ચોતરફ ફેલાઇ હતી. ચીનના બાદશાહે આ બુદ્ધિશાળી ગરીબ મુસાફરને યથાયોગ્ય સન્માન આપવામાં ઓછાપણું રાખ્યું નહિ. એક વેળાએ સિપાઇઓ તેને શોધવાને મોકલ્યા હતા. હથિયાર બંધ પોલિસને જેને બાંધી રાખવાને માટે આજ્ઞા મળી હતી તેને હમણાં ઘણા સન્માનની સાથે લેવાને આવ્યા. ચીનની રાજધાનીમાં તેના પ્રવેશની વખતે મહોત્સવ થવા લાગ્યો. રાજમાર્ગ ગલીચાથી ઢંકાવ્યો. તેના ઉપર સુગંધી પુષ્પો શોભા આપવા લાગ્યાં. લશ્કર રસ્તાની બેઉ બાજુએ હારબંધ ખડું થયું. ઠેક ઠેકાણે જયના

**આં**કુટીલ જ્યારે પાઠશાળાની કેળવણી લઇને **પા**રિસમાં પાછો આવ્યો ત્યારે ફ્રાન્સના બાદશાહનું મોટું અને પ્રખ્યાત પુસ્તકાલય હતું, તે ગ્રંથાલયમાં નિત્ય જતો હતો. અને ત્યાં પોતાની ઇચ્છા પ્રમાણે ગ્રંથ વાંચતો હતો. તે પુસ્તકાલયમાં **આ**બેસાલીય નામના એક વિદ્વાનને રાજ તરફથી હસ્ત લિખિત મૂલ્યવાન પુસ્તકોની સાચવણીને માટે રાખ્યો હતો. તેની જોડે **આં**કુટીલની મિત્રતા થઈ. અને તેના યોગે ફ્રાન્સના બીજા પ્રખ્યાત વિદ્વાનોની જોડે ઓળખાણ થઈ. **આં**કુટીલ ડુ **પે**રોનું નામ જે પ્રખ્યાત ગ્રંથથી જગત્માં અમર થયું છે તે ગ્રંથ પારસીઓના ધર્મ પુસ્તકોનું ફ્રેન્ચ ભાષામાં કરેલું ભાષાન્તર છે. એ ભાષા પછવાડે યત્ન કરવાની અને **પા**રસીઓનાં ધર્મ પુસ્તકો મેળવવાની તથા તે કારણને માટે **ભ**રતખંડમાં આવવાની પહેલી ઉલટ શી રીતે થઈ તે વિષયનું વર્ણન તેણે પોતાના જંદ "અવસ્થા" ના ગ્રંથના પહેલા ભાગમાં લખ્યું છેઃ–

"સને ૧૭૫૪ માં જ્યારે હું **પા**રિસમાં હતો ત્યારે **ઓ**કલફ્ર્ડના પુસ્તકાલયમાં જંદ અક્ષરથી લખેલા વંદીવાદના ચાર કાગળ મારા જોવામાં આવ્યા. તેજ જગાપર અને તેજ સમય મેં દૃઢ નિશ્ચય કર્યો કે એ પ્રખ્યાત ગ્રંથો લાવીને મારા દેશને મોટો કરૂં. એ ગ્રન્થોને મેળવીને તેઓનું ભાષાન્તર કરવાનો મેં નિશ્ચય કર્યો હતો, અને એ વાસ્તે કેરમાન અથવા ગુજરાતના પારસીઓ પાસેથી જંદ ભાષા શીખી લેવાની અગત્ય હતી. એવું કામ માથે લીધાથી મેં વિચાર કર્યો કે જગતની ભાષાઓના મૂળ વિષયમાં મેં જે જ્ઞાન મેળવ્યું છે તેમાં વૃદ્ધિ થશે, અને જગતની ભાષામાં જે ફેરફાર થાય છે તેની હું અધિક સમજણ મેળવી શકીશ. અને વળી બીજું એ

છે કે આપણે પૂર્વ તરફની વિદ્યા ઉપર એટલે ગ્રીક લાટીન પુસ્તકોમાં વગર કામની મહેનત કરીએ છીએ. તે કરતાં આજ વિદ્યાના મૂળ પુસ્તકોની શોધ આપણે કરીએ તો ઘણો લાભ થાય."

"આટલા વાસ્તે મેં એવો વિચાર કર્યો કે **પારસીઓનાં** પુસ્તકો વિષય જે **અંગ્રેજ** વિદ્વાનો કરી ગયા છે તેની શોધ આગળ ધારવાના કરતાં બીજી ફતેમંદી મેળવવાને માટે મારી પાસે અધિક ઉપાય છે. તે એજ છે કે જે ભાષા શીખવાની મને જરૂર છે તે ભાષા **પારસીઓ** પાસેથી હું પોતે જઇને શીખી આવું. બીજું **હિંદુઓનાં** ધર્મ પુસ્તકો જે ચાર વેદ છે અને જે **સંસ્કૃત** ભાષામાં લખેલાં છે તેનાં **ફ્રાન્સના** પુસ્તકાલયમાં **હિંદુસ્તાનમાંથી** આવેલાં ઘણાં હસ્ત લિખિત પુસ્તકો પડયાં છે, તથાપિ એ વેદ વિષય કોઈ સારી રીતે સમજતું નથી. એ કારણ ઉપરથી ફરમાનમાંના પારસીઓ પાસે ન જતાં **હિંદુસ્તાનના** **પારસીઓ** પાસેથી જ્ઞાન મેળવવાનો મેં નિશ્ચય કર્યો. તે જગામાં પ્રાચીન ઈરાની ભાષા અને **સંસ્કૃત** ભાષા એ બે એક ઠેકાણે સારી પેઠે શીખવાને મને બની આવે."

મોશીઆ **આંકટીલ** ડુ **પેરો** એ પ્રમાણે **પારસીઓના** અને હિંદુઓના ધર્મ પુસ્તકોની શોધ કરવા માટે ભારતવર્ષમાં આવવાનો દૃઢ નિશ્ચય કર્યો. તે વિચાર પોતાના મીત્રોની આગળ પ્રકાશ કર્યો. તે વખતે **ફ્રાન્સમાં** **લેઆરીએન્ટ** નામનું બંદર ઘણું ધમધોકારથી ચાલતું હતું. તે બંદરની સાથે **ભારતવર્ષનો** મોટો વેપાર ચાલતો હતો અને ફ્રેન્ચની ઈસ્ટ ઇંડિયા કંપની તેવેળાએ ઉભી થઈ હતી. તે કંપનીનું એ બંદરમાં મથક હતું. એ વખતે ફ્રેન્ચ અને અંગ્રેજ ભારત વર્ષમાં પોતાની સાહેબી કાયમ રાખવાને વાસ્તે ઘણો યત્ન કરતા

હતા, અને **આંકુટીલ ડુ પેરોએ** પ્રાચીન પુસ્તકોની શોધ કરવા વાસ્તે **ભરતખંડમાં** જવાનો નિશ્ચય કર્યો હતો. તે વેળાએ ફ્રાન્સ દેશની સરકારની તરફથી લેઆરીએન્ટ બંદરમાં વહાણોનો કાફલો લશ્કર લઇને **ભારતવર્ષમાં** જવાને તૈયાર થયો હતો. એની સાથના એક વહાણમાં ઉતારૂ દાખલ જગા મેળવીને હિંદુસ્તાનમાં નીકળી આવવાની મો. પેરોની મરજી હતી, પરન્તુ સર્વે રાજવાળાઓનો એવો નિયમ છે કે સરકારી લઢાઇના કાફલામાં કોઈ પારકા માણસને અથવા ઉતારૂને લેવા નહિ. તેટલા વાસ્તે **પેરોના** મિત્રો ઘણા આબરૂદારો હતા, તેઓએ તેની તરફથી **ફ્રાન્સના** પ્રધાનને તેની દાદ પહોંચાડવાને કબુલ કર્યું હતું, અને બાદશાહની ભલામણથી ફ્રેન્ચની ઈસ્ટ ઇંડિયા કંપનીવાળાઓ સર્વ પ્રકારે આશ્રય આપે એવી ગોઠવણ કરી હતી પણ એઓનો યત્ન નિષ્ફલ થયો અને **પેરોને** તે કાફલા સાથે જવાની રજા મળી નહિ.

પણ જ્યાં એક કામમાં મન લાગે છે, ત્યાં અટકાવ ટકતો નથી. અને ઉત્સાહ તથા યત્ન કરવામાં કસર ન રાખવામાં આવે તો માણસને આશ્ચર્ય કરે એવાં કાર્ય કરે છે. એજ પ્રમાણે ગરીબ બિચારો **આંકુટીલ ડુ પેરોને** લશ્કરની સાથે જવાની રજા મળી નહિ. તે વેળાએ **ભારતવર્ષમાં કપતાન બુશી** નામનો એક ફ્રેન્ચ લશ્કરનો ઉપરી થઇને જતો હતો તેને **પેરો** મળ્યો અને તેની સાથે લકશ્કરનો સિપાઈ થઇને જવાને કહ્યું ત્યારે કપતાન **બુશીએ** લશ્કરની ખરાબી વિષય સમજાવ્યો, અને ન આવવા વિષય કહ્યું. પરંતુ **પેરોએ** ઘણી મહેનત જારી રાખી અને પોતાનું નામ હિંદુસ્તાનમાં જનાર સિપાઇઓની ટુકડીમાં દાખલ કરાવ્યું. તે વખતે **પેરોની** ઉમ્મર ૨૩ વર્ષની હતી.

થોડા દિવસમાં કાફલો જવા નીકળ્યો તે વખતે આ જુવાન વિદ્વાન યોગી જે ફ્રાન્સની પાઠશાળામાં એક પ્રખ્યાત વિદ્યાર્થી હતો અને બાદશાહી પુસ્તકાલયમાં ફ્રાન્સના આબરૂદાર ગૃહસ્થોની મુલાકાત લેતો હતો, તે ધણી પોતાની પીઠ ઉપર બે ખમીસ એટલે પહેરણ, બે રૂમાલ અને એક મોજાંની જોડ એવી એક નાની ગાંસડી બાંધીને તા. ૭ મી નવેમ્બર ૧૭૫૪ ને દિવસે સિપાઇઓની સાથે ચાલતો **પારિસ** નગરથી **લે**આરીએન્ટના બંદર તરફ ગયો. ત્યાં તે નવ દિવસે પહોંચ્યો. આ ખબર **પા**રિસમાં ફેલાઇ અને સર્વે તેની હિમ્મત જોઇને આશ્ચર્ય પામ્યા. આ ખબર રાજાને કાને પડી, રાજા પોતાના દેશમાં એવા માણસને આશરો આપવાને સદા ખુશી હતો તેથી **આં**કુટીલ **પા**રિસથી નીકળ્યા પછી રાજાએ એક હુકમનામું **લે**આરીએન્ટ બંદરના સત્તાવાળાઓ ઉપર મોકલ્યું. તેમાં લખ્યું હતું કે **પે**રોએ જે સિપાઇઓની પલટણમાં પ્રવેશ કર્યો હતો તેમાંથી તેને કહાડીને હિંદુસ્તાનમાં ઉતારૂ દાખલ લેવાનો હુકમ મોકલ્યો, અને આંકુટીલે જે શોધ પછવાડે પોતાનું મન લગાડયું હતું તે કામમાં મદદને માટે રાજાએ તેને દર વર્ષે પાંચસો **લી**વરનું વર્ષાસન આપવાનું ઠરાવ્યું. એ ખબર ગયા પછી ત્યાંના સત્તાવાળાઓએ **પે**રોને પાસે બોલાવીને રાજાનો હુકમ સંભળાવ્યો આ ખબર સાંભળ્યાથી **પે**રો ઘણો આશ્ચર્ય અને આનન્દિત થયો અને આગળ એ વહાણમાં પૈસા ખર્ચતાં જગા મળતી ન હોતી તે હાલ વગર પૈસે કંપનીએ પોતાના વહાણમાં તેને લેવાની ઇચ્છા દેખાડી, અને મોટા માન સાથે તેને પોતાનો પરોણો કબુલ કર્યો. એવા આનંદથી મેટાયા પેરો "ડુકૅ' **આકીટેન**" નામના એક વહાણમાં સવાર થઇને **હિં**દુસ્તા'ખાતે ઉપડ્યો.

૨૬ વર્ષની ઉમ્મરમાં જે મનુષ્ય એવો મોટો અભ્યાસ રાખે અને જગતની લાલચથી દૂર રહે એવા મનુષ્ય ઈતિહાસમાં થોડા મળી આવે છે. તે વહાણ તા. ૯ આગસ્ટ ૧૭૫૫ને દિવસે ફુલચેરીમાં આવ્યું. તે હિંદુસ્તાનના મધરાજના કિનારા ઉપર આવેલું છે અને ફ્રેન્ચ લોકોનું પાયતખ્ત ગણાય છે. તે એક લશ્કરી અમલદાર ઉપર ભલામણનો કાગળ લાવ્યો હતો તે પ્રમાણે તેની ઘણી પરોણાગત થઈ હતી. અને તેનું વર્ષાસન ૧૯૦૦ લીવરનું કર્યું અને એક દુભાષીઆ દાખલ મોટે પગારે ચાકરી રાખવાની ઈચ્છા દેખાડી. પરન્તુ તેને પૈસાની સાથે કામ નહોતું, તેથી તેણે ચાકરી કબુલ રાખી નહિ. તે પોતે એક ઠેકાણે લખે છે કે "હું ત્રણ મહીનામાં ફારસી બોલતાં શીખ્યો હતો," ગમે તેમ હો પણ તે વિદ્યાનુરાગી હતો તેમાં કંઈ સંદેહ નથી.

મો. પેરો પોતાના વખતની વાતમાં લખે છે કે, ફુલચેરીમાં તેના જાત ભાઈઓને વિદ્યા પછવાડે પ્રેમ ન હોતો. તેઓ સર્વે પોતાના ધંધામાં અને ધન મેળવવામાં મંડ્યા રહેલા હતા; તેઓને પેરોની ચાલ ઘણીજ અજાયબ ભરી લાગતી હતી. તે ફ્રેન્ચ સંસ્થાનમાં ફરવા ગયો. ફરીને બંગાળમાં પાદરીઓ આવ્યા હતા તેઓએ તેને બોલાવ્યો હતો તેથી તે ત્યાં ગયો તે પહેલાં ફ્રેન્ચના ચંદ્રનગરમાં ગયો. ત્યાં તે માંદો પડયો તે વેળાએ બનારસમાં સંસ્કૃત ભાષા શીખવાનો વિચાર કર્યો હતો પણ તે વખતે ફ્રેન્ચો અને અંગ્રેજોમાં મોટું યુદ્ધ ચાલતું તેથી તેણે બનારસ જવાનો ઉપાય જોયો નહિ અને લઢાઈને લીધે તેના કામને કોઈ મદદ આપી શકયું નહિ. તેથી તેણે ચંદ્રનગર છોડીને પાછો ફુલચેરી જવાનો વિચાર કર્યો. તે પં-

હેલાં પેરોએ બંગાળાના નવાબની જોડે મુલાકાત કરી લીધી હતી. અંગ્રેજો સાથે ફ્રેન્ચ સરકારને લઢાઇને લીધે બંગાળથી મદ્રાસના કિનારા તરફ વેપારીઓનાં વહાણો સહી સલામત જઇ શકતાં નહોતાં તેથી આંકુટીલ ડુ પેરોને ચંદ્રનગરથી ફુલચેરી સુધી સ્થળમાર્ગે જવાની ફરજ પડી હતી. તે વેળાએ ડાકગાડી અથવા પાલખીનો ડાક મળતો નહોતો અને લઢાઇથી રસ્તામાં જાન માલનો જોખમ ઘણો હતો, તેથી તેણે ઘોડા ઉપર ચંદ્રનગરથી ફુલચેરી જવાનો નિશ્ચય કર્યો. તે રાજમહાલ, દીનાજપુર બાલાશોર, ગંજામ અને મછલીપટણને રસ્તેથી ત્રણે મહીને ફુલચેરી ઘણી વિપત્તિ ભોગવતાં ભોગવતો પહોચ્યો.

મો. પેરો ફુલચેરીમાં પાછો આવ્યો તે વખતે હિન્દુસ્તાનમાં આવવાને લગભગ બે વર્ષ થઈ ગયાં હતાં. આંકુટીલનો ભાઇ ફ્રેન્ચ ઈસ્ટ ઈંડિયા કંપનીની ચાકરીમાં ફુલચેરીમાં આવ્યો હતો અને સારા બનાવથી તેને સુરતમાં ફ્રેન્ચની મદદગાર આડતીઆનો હોદ્દો મળ્યો હતો. આંકુટીલને પણ સુરત જવું હતુ તેથી બેઉ ભાઈઓ સાથે ગયા. તે પહેલાં મલબાર કોસ્ટના જાણીતા શહેરોમાં સારી પેઠે ફરીને અને મલબારના લોકો પાસેથી એક બે પુસ્તકો અને ત્રાંબા ઉપર કોતરેલા બે ત્રણ જૂના લેખો લેઇને સુરત ગયો. ત્યાં તે ઇ. સ. ૧૭૫૮ માં પહોચ્યો. ત્યાં પહેલાં બે દસ્તુરોની જોડે ઓળખાણ કરી અને તેઓની આગલથી ૧૦૦ રૂપીએ જંદ અક્ષરથી લખેલી વંદીદાદ તેના પેહેલવી અર્થની સાથે લખવાને આપી પણ તેઓએ ઘણા દિવસ થયા તે છતાં આપી નહિ. જ્યારે તેણે ઘણું જોર કર્યું ત્યારે ત્રણ મહીના પછી વંદીદાદનો એક પોથો લા-

વીને પેરોને આપ્યો. એ પેરોએ ઠેરવેલી કીંમત આપી પણ એ વંદીદાદ અશુદ્ધ હતી. પછી પેરો દસ્તુરો પાસેથી જંદ અક્ષરો ઓળખવાને શીખ્યો. ત્યારબાદ તેને જલદી જલદી શીખતાં જોઇને દસ્તુરો તેને શીખાડવાને ગાલા તાલા બતાવતા હતા તે છતાં તે શીખવા ઉપર લક્ષ આપતો હતો. પેરોને જંદ તથા પેહેલવી ભાષા દસ્તુર દારાબ શીખવતો હતો. બીજી ઘણી હરકત હોવા છતાં પણ તે જંદભાષા શીખ્યો. દસ્તુર દારાબ જંદ અને પહેલવી ભાષા પેરોને શીખાડતો હતો તેમાં સઘળી સમજણ અને ભાષાન્તર પેરો ચાલુ ફારસી ભાષામાં લખી લેતો હતો. ત્યારબાદ તેણે વંદીદાદ, ઇજસની ઇત્યાદી પુસ્તકોનાં ભાષાન્તર કરવા માંડયાં અને પેહેલવી, બુન દેશની, શીરાજી, વજર. કરદ, કેટલીક રવાએત અને દસ્તુર દારાબે લાવી આપેલા થોડા એક ફારસી પુસ્તકો જે જરતોસ્તી ધર્મને લગતાં હતાં તે સઘળાંઓનાં ભાષાન્તર કર્યાં. એ સઘળા કામમાં તેને આશરે ચાર વર્ષ સુધી સુરતમાં રહીને મોટો પરિશ્રમ કરવો પડયો હતો અને જે ધારણાથી પોતાનો દેશ છોડીને ભારતવર્ષમાં આવ્યો હતો તે ધારણા અન્તે પાર પડી હતી. પારસીઓના બીજા ધર્મ પુસ્તકોની શોધ કરી પણ તે વખતના દસ્તુરોની હઠીલાઇથી કેટલાંક પુસ્તકો પેરોને મળ્યાં નહિ.

ઉપર લખેલા વર્ણન ઉપરથી વાંચનારાઓના જાણવામાં આવ્યું હશે કે આંકુટીલ ડુ પેરો પોતાના શિક્ષક દસ્તુર દારાબ વિષય સારો વિચાર ધરાવતો નહોતો. પણ ગરજને લીધે તેણે તેની સાથે સંબંધ રાખ્યો હતો. દસ્તુર દારાબે પેરોને અશુદ્ધ પુસ્તકો આપીને કેટલીક વખત ઠગ્યો હતો તે વિષય ગ્રન્થકારે ખુલાસાથી પ્રકટ કર્યું

છે. પણ એજ દસ્તુર દારાબે પોતાના ધર્મની આજ્ઞાથી એક નિર્લજ્જ કામ કર્યું હતું તે વર્ણન આ ઠેકાણે આપ્યા શિવાય રહેવાતું નથી. દસ્તુર દારાબ પૈસાની લાલચથી લોભાઈને પોતાના ધર્મની એક મજબુત આજ્ઞા તોડીને સુરતના પારસીઓના આતસ ખાનામાં તથા તેદરેમહેરના બીજા ભાગોમાં આ આંકટીલ ડુ પેરોને છુપી રીતે લઈ ગયો હતો અને તે પવિત્ર મંદિરમાં સર્વ તરફ ફેરવીને તેદરેમહેરના સઘળા ભાગોથી એ મુસાફરને તેણે જાણીતો કર્યો હતો. એ પછી પેરો સુરતમાં પારસીઓનું દોખમું જોઈ આવ્યો હતો.

જરતોસ્તીઓનાં ધર્મ પુસ્તકોની નકલ તથા ભાષાન્તર મેળવવાનું કામ સુરતમાં કરીને પછી પેરો મુંબઈની પાસેના કનેરી તથા ધારાપુરીની ગુફા જોવાને માટે પગ રસ્તેથી ગયો, અને જોઈને પાછો તેજ રીતે સુરતમાં આવ્યો. ત્યાં થોડા દિવસ રહીને બનારસ જવાની અને ત્યાં હિંદુઓનું ધર્મ શાસ્ત્ર તથા સંસ્કૃત ભાષા લખવાની તેની ફરી ઈચ્છા થઈ. પરન્તુ એટલામાં તેને ખબર મળી

તેથી તે સુરતથી મુંબઈમાં આવ્યો અને મુંબઈથી તા. ૨૮ એપ્રેલ ૧૭૬૧ ને દિવસે તેનું વહાણ ઇંગ્લંડ તરફ ઉપડી ગયું.

ઇંગ્લંડ ગયા પછી ત્યાંની ઓકસફર્ડ નામની પ્રખ્યાત પાઠશાળાનું પુસ્તકાલય જોવા ગયો. ત્યાં પારસીઓનાં પુસ્તકો ધ્યાન લગાડી ને વાંચ્યાં ત્યારપછી ત્યાંથી **પારિસ** ગયો. તે વેળાએ **આંકુટીલ** ડુ **પેરો**ને ફ્રાન્સ દેશની સરકારે પગાર મુકરર કરીને પૂર્વ પ્રાંતની ભાષાઓના દુભાશીઆની આબરૂવાળી ચાકરી આપી. એ પણ **પેરો**એ દસ વર્ષ સુધી મોટી મહેનત કરી. ઈ. સ. ૧૭૭૧ માં ફ્રેન્ચ ભાષામાં **જંદ અવસ્તા**નો ત્રણ ભાગમાં ગ્રંથ પ્રસિદ્ધ કર્યો કે જેની યાદગીરી આજસુધી કાયમ રહેલી છે. એ પુસ્તકની ખુબી બહુ છે. તેમાં જરતોસ્તી લોકોનો ઇતિહાસ અને આચાર વ્યવહાર ઇત્યાદિનું નિરૂપણ કર્યું છે.

**પેરો** પોતાની જોડે આપણા દેશમાંથી ૧૮૦ પ્રાચીન પુસ્તકો લઈ ગયો હતો. તે સર્વ પુસ્તકો **પારસી**ઓના ઇતિહાસને લગતાં અને તેઓની પુરાતન ભાષાનાં હતાં એ પુસ્તકો તેણે **પારિસ**ના બાદશાહી પુસ્તકાલયને ભેટ આપ્યાં હતાં તે હાલ જોવામાં આવે છે. એ પ્રત્યેક પુસ્તકમાં શું શું છે તથા તે પુસ્તક કયા શબ્દોથી આરંભ થાયછે તેની અનુક્રમણિકા આપી છે.

"**જંદ અવસ્તા**" નો ગ્રંથ બહાર પાડ્યા પછી તે નચીંત રહ્યો નહિ. એ પ્રખ્યાત પુરૂષ **ફ્રાન્સ**ની **આકડેમી**ની વિદ્વાન મંડળીનો એક સભાસદ હતો. તેની કલમથી ઉગમણ પ્રાંતના ઘણા વિષયમાં એ મંડળીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો પ્રખ્યાત છે. એના શિવાય ઉત્તર તરફના લોકોના ધારાના વિષયમાં

એક અમૂલ્ય પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. તથા ભરતખંડ ભૂગોળ વિદ્યા અને વેપાર વિષયમાં એક પુસ્તક તેણે પ્રકટ કર્યું હતું. સને ૧૭૯૭ માં ફ્રાન્સના લોકોએ પોતાના રાજાને ગાદી ઉપરથી ઉઠાડીને સ્વતંત્ર રાજ ઉભું કર્યું હતું. તે જોઇને **આંક્વેટીલ ડુ પેરો** ઘણોજ કંટાળી ગયો. એ વખતની ફ્રાન્સ દેશની ખુનરેજી જોઈ શક્યો નહિ. તેથી પેરો જગતના લોકો સાથેનો સઘળો સંબંધ છોડીને પોતાના પુસ્તકાલયમાં ભરાઈ બેઠો. અને ત્યાં રહીને હિંદુસ્તાન અને યુરોપ વચ્ચેનો મેલાપ" તથા હિંદુઓનું "ઉપનિષદ" એ નામનાં બે પુસ્તકો પ્રકટ કર્યા. ફ્રાન્સમાં સમાધાની થઈ તે વેળાએ એક નાની પાઠશાળા થઈ. તેમાં તે અધિકારી મુકરર થયો હતો; પણ તે વખતે તેની તનદુરસ્તી ઘણી ખરાબ થઈ હતી. ખોરાક તે ઘણો થોડો ખાતો હતો. અને તેનું ચિત્ત વિદ્યા શિવાય બીજા કામ ઉપર લાગેલું નહોતું. **આંક્વેટીલ ડુ પેરોને** એવી સ્થિતિમાં અભ્યાસનો થાક ચઢ્યો હતો. અને તેની કમ તાકાતથી તા. ૧૬ જાનેવારી ૧૮૦૫ ને દિવસે ૭૪. વર્ષની ઉમ્મરમાં પારિસ નગરમાં આ પ્રખ્યાત પુરૂષ મરણ પામ્યો હતો. પેરોના જેવા વિદ્યાપ્રેમી જગતમાં થોડાજ થઈ ગયા છે.

---

## ક્સોમા કોરસી.

તા. ૧ લી જાનેવારી ૧૮૨૦ ના દિવસે ક્રિશ્ચિયન પરાયણ યુરોપ વાસીઓ નવા વર્ષના સમાગમથી વિવિધ આનંદમાં મગ્ન હતા. તે દિવસે એક જુવાન માણસ આશરે ૩૦ વર્ષની ઉમ્મરનો ધન વગર-

**'મને ન મારો, હું હવે કવિતા બનાવીશ નહિ.'**

અંગ્રેજોમાં એલેક્ઝાન્ડર પોપ નામનો એક મહા ભારે કવિ થઇ ગયો છે. એ બાલ્યકાળથી જ કવિતા બનાવવા લાગ્યો. એના પિતાએ આ જોયું, ત્યારે તેઓ નારાજ થઈ ગયા અને કહેવા લાગ્યા કે 'તું આ નકામા ધંધામાં ન પડ.'

પુત્રે પિતાની આ વાત માની લીધી અને કહ્યું: 'હવે હું એમાં ન પડીશ.'

પણ એમની આ ટેવ ન છૂટી, અંતે પિતાએ ક્રોધે ભરાઇને એક દિવસે તેમને ખુબ માર્યો. કહ્યું: 'જ્યાંસુધી તું કવિતા રચવાનું છોડશે નહિ– ત્યાંસુધી હું તને મારતો જ રહીશ.'

માર પડતો હતો, છતાં પણ છોકરાએ કવિતામાં જ કહેવા માંડ્યું.

**'ફાધર ફાધર મર્સી ટેક,**
**નો મોર વર્સિસ શેલ આઇ મેઇક.'**

'હે પિતા ! મને નહિ મારો. હવે હું કદી પણ કવિતા બનાવીશ નહિ.' પિતાએ જોયું કે આટલા માર છતાં પણ દુષ્ટ છોકરો પોતાનો સ્વભાવ છોડતો નથી ત્યારે તેમણે તેને મારવાનું છોડી દીધું. હવે પોપ નિઃશંક ભાવે કવિતા કરવા લાગ્યો અને આગળ જતાં મોટો પ્રસિધ્ધ કવિ બની ગયો. એણે અંગ્રેજી સાહિત્યને અનેક સુંદર ગ્રન્થોની ભેટ ધરી છે.

એશિયાની મુસાફરી કરવા ની-
ક્ઝાંડર કસોમા હતું, તેનો કો-
। કોરસી કહેતા હતા. કોરસ
નું રહેઠાણ છે, હુન જાતિ એશિ-
ઓ ત્યાં આવ્યા હતા. તેઓ
મ હંગરી છે. કસોમાએ બા-
ળવણી મેળવી હતી. વિદ્યાલયમાં
ક્ષકે હુન જાતિનું અસલ ઠેકા-
જાતિના વિષય સમજાવ્યું હતું.
મ ભાગમાં તપાસ કર્યાથી પ્રા-
કાશે. ત્યારથી પોતાના પૂર્વજોના
ઉત્પન્ન થઈ. છેલ્લે વિદ્યાલય છો-
કરીને તે એશિયાની તરફ
છોડયું ત્યારે તે જોઇને અધ્યા-
છો. કસોમાએ તેના ઉત્તરમાં
ના કુટુંબિયોને મળવા માટે

ણતાં ઘણોજ ઉત્સાહી મા-
ગ્હાર રસ્તો વાટ કંઇ જા-
ી વેળાએ કોણ ભવિષ્યનો
। સાધનમાં જ્યારે પ્રાણ
ાકેછે? તમે અમે અંધારા-
ર્મથ થતા નથી. સઘળાઓ

રાણી નહિ. જંગલમાં એક ઝુંપડી બાંધીને રહેતો હતો. એ ઝુંપડીમાં ખાવા પહેરવાને માટે તેને મહીને દહાડે ચાર રૂપીઆ ખર્ચ થતા હતા. સર્વદા તેનો ખોરાક કેવળ ભાત અને થોડી ચાહ હતી, તમાકુ તથા દારૂ કદાપિ વાપરતો નહોતો.

ઈ. સ. ૧૮૩૭ની આખરીએ તે કલકત્તામાં પાછો આવ્યો. આ વેળાએ પાંચ વર્ષ સુધી કલકત્તામાં રહ્યો હતો. એશિયાટિક સોસાઇટીની એક નાની ઓરડીમાં તે રહેતો હતો. જમીન ઉપર તેનું બિછાનું હતું. એક સાદડી બીછાવેલી રહેતી હતી. બિછાનાની ચારે બાજુએ ચાર પુસ્તકોથી ભરેલી પેટીઓ હતી. ત્યાંજ તે રાત દિવસ રહેતો હતો. કોઇને ઘેર તે જતો નહોતો. વાંચતાં વાંચતાં એકવાર ઉઠીને આંગણામાં ફરતો હતો. કોઇની જોડે ઘણી વાતચીત કરતો નહોતો. સર્વદા કંઇ વિચારમાં મગ્ન હોય એવો દેખાતો હતો. એક વાર પોતાની મેળે ફરતો હતો. પોશાક પગ સુધીનું કાળુ પહેરણ હતું અને માથા ઉપર કાળા રંગની ટોપી હતી. ઇ. સ. ૧૮૪૨ માં તે પાછો ટીબેટ તરફ ગયો. લાસા નગરમાં બૌદ્ધ ધર્મના પુષ્કળ ગ્રંથો ત્યાં જઇને વાંચીશ એવી તેની મોટી ઈચ્છા હતી, પરંતુ દારજીલિંગ પહોચ્યા પછી તેને તાવ આવ્યો. પાંચ દહાડાના તાવમાં તા. ૧૧ મી એપ્રેલ ૧૮૪૨ માં તેનું મૃત્યુ થયું. એશિયાટિક સોસાઇટીએ હજાર રૂપીયા ખર્ચીને દારજીલિંગમાં તેની કબર બંધાવી.

કલકત્તામાં રહેવાની વેળાએ વખતો વખત તેનો પ્રાણ રડી ઉઠતો હતો. તે જ્યાં સુધી વડાઓના કુટુંબોની જોડે મુલાકાત કરી શકે નહિ ત્યાં સુધી તેને આરામ નહોતો તેથી તે નાશીને ટીબેટની તરફ દોડતો હતો. તે યત્નમાં, તે પરિશ્રમમાં તેનો પ્રાણ ગયો. દાર-

જીલિંગના શિખરમાં મરણની વેળાએ પણ કુટુંબોની મુલાકાતને વાસ્તે ઇશાન ખુણાની તરફ મોં ફેરવીને એક લાંબો શ્વાસ છોડીને તેણે પોતાની આંખ મીચી.

---

## બલન્ટિડ જામિરે

### ડુબાલ.

ફ્રાન્સના આર્ટેનિ ગામમાં ઈ. સ. ૧૬૯૫ માં ડુબાલનો જન્મ થયો હતો. તેનો પિતા ઘણોજ ગરીબ માણસ હતો. સામાન્ય રીતે ખેતીનું કામ કરીને ઘણીજ મુશ્કેલીથી પોતાના કુટુંબનું ભરણપોષણ કરતો હતો. જ્યારે ડુબાલની દશ વર્ષની ઉમ્મર થઈ ત્યારે તેના માબાપો કેટલાક છોકરા છોકરીએ મુકીને મરી ગયાં. તેઓનું પ્રતિપાલન કરવાનો કંઈ પણ ઉપાય નહોતો; તેથી ડુબાલ ઘણીજ દુરવસ્થામાં પડયો; પરંતુ આવી સ્થિતિમાં આવ્યા છતાં પણ ખંતીપણાથી અને સતત ઉદ્યોગથી સઘળી હરકતો ખસેડીને અસાધારણ વિદ્યા મેળવીને જનમંડળમાં આગળ વધ્યો હતો. તે બે વર્ષ પછી એક ખેડુતને ત્યાં ગોવાળના કામમાં લાગ્યો હતો, પણ છોકરવાદીથી કેટલાંક ખરાબ કામો, કર્યાથી થોડા દિવસમાં ત્યાંથી કાઢી મૂક્યો. આખરે, આ કારણથી તેને પોતાની જન્મ ભૂમિ છોડવી પડી.

ઈ. સ. ૧૭૦૯ ના શિયાળામાં લોરન તરફ ચાલ્યો. રસ્તામાં ભારે શિતળાના રોગમાં ફસ્યો. આ વેળાએ જો એક ખેડુતે આશ્રય ન આપ્યો હોત તો તેને અકાલે મરી જવાની સંભાવના હતી. પરંતુ સારા ભાગ્યે ખેડુત તેની ખરાબ અવસ્થા જોઇને દયા ખાઇને પો-

તાના બકરાંના તબેલામાં લઈ ગયો. ત્યાં બકરાની લીંડી શિવાય બીજી જાતનું બિછાનું કરવાની તેનામાં શકતી નહોતી. જ્યાં સુધી તે ખેડુતે તેને બકરાની લીંડીઓ ઉપર સૂવાડયો અને ઘણીજ ખરાબ બળેલી રોટલી તથા પાણી આજ માત્ર તેની કરી થવા લાગી. આવી રીતની દવા તથા આવી સાવચેતીથી પણ તે સુભાગ્યથી આ ભયાનક રોગના હુમલાથી બચ્યો અને પછી ત્યાંના એક પાદરીનો આશ્રય મેળવીને સંપૂર્ણ રીતે સારો થયો.

હુબાલ **ના**ન્સિની આગળ એક ભરવાડના ઘરમાં ચાકરીએ રહ્યો; ત્યાં તેણે બે વર્ષ ગાળ્યાં. હુબાલ બાળકાળથી શોધક બુદ્ધિનો હતો. તે નાનપણથી સાપ, દેડકા વગેરે જાત જાતના જંતુઓ એકઠા કર્યા કરતો હતો અને પડોશીઓને, આ સર્વ જંતુની કેવી અવસ્થા છે, એઓ આવી રીતે કેમ બન્યાછે, એઓને ઉત્પન્ન કરવાની શી જરૂર અને આવી રીતના બીજા ઘણા પ્રશ્નો પૂછીને સર્વદા કંટાળો આપતો હતો. પરન્તુ આ સર્વ પ્રશ્નોના ઉત્તર મળતા હતા તે કંઇ સંતોષકારક નહોતા. સામાન્યબુદ્ધિના માણસો સામાન્ય વસ્તુને સામાન્ય જાણે છે. પણ અસમાન્ય બુદ્ધિવાનો કોઈ વસ્તુને સામાન્ય સમજતા નથી. એ વાસ્તે સર્વદા આવું થાય છે કે, પ્રાકૃત માણસોની તીક્ષ્ણ બુદ્ધિનાં પહેલાં કામો જોઇને તેમને ઘેલા તરીકે લોકો સમજેછે.

એક દિવસે હુબાલે કોઇ ગામના છોકરાના હાથમાં ઇસપની બનાવેલી વાર્તાની ચોપડી જોઇ. એ ચોપડીમાં પશુ, પક્ષી, સાપ વગેરે નાનાપ્રકારના જંતુનાં ચિત્રો હતાં. આટલા વખત સુધી હુબાલ અક્ષર ઓળખતાં શીખ્યો નહોતો તેથી પુસ્તકમાં શું લખેલુંછે તેનું કંઇ

પણ અનુમાન કરી શક્યો નહિ. જે જંતુઓ જોયાથી તેઓનાં નામ જાણવાની અને તે સંબંધી ઇસપે શું લખ્યું છે તે સાંભળવાની ઘણી આશ્ચર્યકારક ઇચ્છા તથા આતુરતા થઇ. પોતાની આગળ તે પુસ્તક વાંચવાને માટે પેલા છોકરાને અરજપર અરજ કરવા લાગ્યો, પરન્તુ પેલા બાળકે કોઇ પણ રીતે તેની વાસના પૂર્ણ કરી નહિ. ટુંકામાં તેને સર્વદા આવી રીતે ઘણો અજાયબ થઇને અન્તે ઘણોજ વિષાદને પ્રાપ્ત થવું પડતું હતું.

આમ ઘણો દલગીર થઇને તેણે આવી ખેદીત અવસ્થામાં રહેવા છતાં મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે ગમે એટલી મહેનત પડે તો-પણ વાંચતા લખતાં શીખવું જોઇએ. આવો ખંતીલો થઇને, તેને જે કંઈ પૈસા મળતા હતા, તે પ્રાણ તોડીને એકઠા કરવા લાગ્યો; અને તે પોતાના કરતાં મોટા છોકરાઓને આપીને તેની આગળથી વિદ્યા શીખવા લાગ્યો.

ફુઆલે થોડા દિવસમાં ઘણો પરિશ્રમ કરીને પોતે ધારેલું કામ એક પ્રકારે સિદ્ધ કરીને, ભોગજોગે એક દિવસે એક પંચાગ જોયું. એ પંચાંગમાં જ્યોતિશ્ચક્રની બાર રાશિઓ ચીતારેલી હતી. તે જોવાથી તેણે નક્કી કર્યું કે આ સર્વ આકાશમંડળમાંનાં પદાર્થોનાં ચિત્રો હોવાં જોઇએ તેમાં સંદેહ જણાતો નથી. ત્યારપછી તે જોવા માટે એકી નજરથી આકાશ તરફ જોવા લાગ્યો અને જ્યાંસુધી તે સર્વ જોયાં નહિ ત્યાં સુધી તેનું અંતઃકરણ શાન્ત રહ્યું નહિ.

કેટલાએક દિવસ પછી તે એક છાપખાનાંની બારી આગળથી જતો હતો. એક ભૂગોળનો નકશો જોયો એ આગળ જોયલી સર્વ વસ્તુના કરતાં ઉત્તમ જણાયો તેથી તેણે તરત વેચાતો લીધો,

એક શાસ્ત્ર છે એમાં તેનું વર્ણન છે. સાંભળતાંજ તેનું નામ લ' પછી પાસેના એક શહેરમાં જઇને પ્રાણીવિદ્યાનું પુસ્તક વેચાતું ' ધું અને થોડી મુદતમાં તે વિષયનું જ્ઞાન મેળવ્યું.

જ્યોતિર્વિદ્યા અને ભૂગોળવૃત્તાન્તની ચર્ચામાં ડુબ્બાલ ઘણો અનુરક્ત હતો. તે સર્વદા પાસેના વનમાં નિર્જન જગા ખોળીને ( એકલો બેસીને નિર્મલ રાતની વેળાએ ઘણી ખરી રાત આકાશ જોવામાં ગાળતો હતો, અને માથા ઉપરના પરિશોભાયમાન મો વાળા નભોમંડળના વિષય વધારે જાણવાની ઇચ્છા કરતો હતો. જેવી અવસ્થા. મનોરથથી વધારે બીજું શું થઇ શકે. જ્યોતિ ગણુન વિષયમાં સારી રીતે જાણી શકાય, એ ઇચ્છાથી તેણે ઊંચા એક નામના ઝાડના ઉપર જંગલી દરાખના વેલની લાકડીઓ તથા બીજી વેલોની લાકડીઓથી એક જાતની બેસવાની બેઠક તૈયાર કરી હતી.

ધીરે ધીરે ડુબ્બાલની જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થવા લાગી તેમ તેમ પુસ્તકો મેળવવાની આકાંક્ષા વધવા લાગી. પરન્તુ જે તેની ઉપજ હતી તેમાંથી વધારે પુસ્તક ખરીદ કરવાની સંભાવના ન હોતી. તેણે આમદાની વધારવા માટે એક ઉપાય કર્યો. જંગલના પશુઓ પકડવાનો આરંભ કર્યો. તે સર્વ જંતુ અથવા તેનાં ચામડાં બજારમાં જઇને વેચતો હતો, અને તેમાંથી જે મેળવતો હતો તે એકઠું કરીને પોતાની મરજી મુજબનાં પુસ્તકો ખરીદતો હતો.

જંગલનો જંતુઓ પકડવા જતાં, ડુબ્બાલ કોઇ કોઇ વેળાએ મોટા સંકટમાં પડતો હતો, તથાપિ તેનાથી દૂર રહેતો નહોતો. તેણે એક દિવસે, જંગલમાં ફરતાં ફરતાં એક ઝાડ ઉપર એક જંગલી બીલાડી જોઇ. બીલાડીના શરીર ઉપરના વાળો ઘણા નરમ અને

સીલને પોતાનું કરી શકત, પરંતુ તે પારકી વસ્તુ ખાઇ જવાને ખરાબ તથા અધર્મવાળુ સમજતો હતો, એટલા માટે તેણે રવિવારે લુનિબિલમાં જઇને ત્યાંના પાદરીને વિનંતિ કરી કે, મહાશય! જગતમાં મને એક સોનાનું સીલ મળ્યું છે, તમે આ દેવળમાં કહેજો કે જે માણસે તે ગુમાવ્યું હોય તેને સેન્ટ એનના આશ્રમમાં જઇને માગ્યાથી પોતાની વસ્તુ મળશે.”

કેટલાંક અઠવાડિયાં પછી ઇગ્લંડનો ફૂરસ્ટર નામનો એક માણસ ઘોડા ઉપર ચઢીને, સેન્ટ એનના આશ્રમના દરવાજા ઉપર આવ્યો અને ડુબાલની તપાસ કરી અને ડુબાલ ત્યાં આવ્યો એટલે પૂછ્યું, તમે શું એક સીલ મેળવ્યું છે? ડુબાલે કહ્યું, હા સાહેબ. તેણે કહ્યું હું, તમારો મોટો ઉપકાર માનું છું, એ મારૂ સીલ છે. ડુબાલે કહ્યું, પહેલાં આપ અનુગ્રહ કરીને પ્રાણી વિદ્યાની રીતિ પ્રમાણે તમારા પોતાના પાળેલા જનાવરના ચિન્હનું વર્ણન કરો તો હું તમને તમારૂં સીલ આપીશ. ત્યારે પેલા આવનાર માણસે કહ્યું, “હે છોકરા! તુ મારી કેમ મશ્કરી કરેછે, પ્રાણી વિદ્યા વિષય તું શું સમજીશ.” ડુબાલે કહ્યું “ગમે તેમ હો, હું ખાતરીથી કહુંછું કે, તમે પાળેલા જનાવરના ચિત્રની વ્યાખ્યા ન કર્યાથી હું તમારૂં શીલ પાછું આપીશ નહિ.”

ડુબાલનું આવું બોલવું સાંભળીને આશ્ચર્ય પામીને, ફરસ્ટરે તેના જ્ઞાનની પરીક્ષા લેવા માટે તેને નાના વિષયના સવાલો પૂછ્યા; પછી તેના આપેલા જવાબો સાંભળીને ઘણોજ ખુશ થઇને પોતાની મોહોરના ચિન્હનું વર્ણન કરીને તેની પ્રાર્થના પૂર્ણ કરી. પછી ડુબાલે તેની મોહોર આપી; અને જતી વેળાએ કહ્યુ, “કોઈ કોઈવખતે

લુનિબિલમાં અમુક જગાએ મળવા આવજે." તે પ્રમાણે ડુબાલ કોઈ કોઈ વેળાએ તેને મળવા જતો હતો. દરેક વખતે તે તેને એક એક રૂપીઓ આપતો હતો. આવી રીતે ફોરસ્ટરની પાસેથી વખતો વખત રૂપીઆ અને પુસ્તકો મળ્યાથી સેન્ટ એનના નિવાસના પુસ્તકાલયમાં ચાર સો પુસ્તકો એકઠાં થયાં હતાં; તેમાં વિજ્ઞાન શાસ્ત્ર તથા ઇતિહાસ વિષયનાં ઘણાંકસરસ પુસ્તકો હતાં.

ડુબાલ ધીરે ધીરે બાવીસ વર્ષની ઉમ્મરે પહોંચ્યો; પણ એ વખત સુધી પોતાની ગરીબાઇને બદલવાનો યત્ન એક દિવસને માટે પણ મનમાં આણ્યો નહોતો. ટુંકામાં હમણાં તે જ્ઞાનના શિવાય સર્વ વિષયમાં ગોવાળ હતો અને જ્ઞાનોપાર્જ્જનના શિવાય બીજા કોઈ વિષયનો અભિલાષ રાખતો નહોતો. તે દરરોજ ગાયોને ચરાવતી વેળાએ ઝાડની નીચે બેશીને પોતાની ચારે બાજુએ નકશા તથા પુસ્તકો ફેલાવી રાખતો હતો. ગાયોની ખબરદારીમાં કંઈ પણ ધ્યાન ન રાખતાં કેવળ અભ્યાસમાં નિમગ્ન થઈ રહેતો હતો; ગાયો પોતાની ઇચ્છા પ્રમાણે ફરીને ચરતી હતી.

એક વેળાએ તે આવી રીતે બેઠો હતો એટલામાં એક ખુબસુરત પુરૂષ આવીને તેની સામે ઉભો રહ્યો. ડુબાલને જોઇને તેના હૃદયમાં ઘણી કરૂણાનો અને આશ્ચર્યનો ભાવ ઉદય થયો. આ મહાનુભાવ લોહેતના રાજ કુમારોનો શિક્ષક હતો જેનું નામ કાઉન્ટ વિડાસ્પિયર હતું. એ રાજકુમારોની અને બીજા એક શિક્ષકની જોડે શીકાર કરવા આવ્યો હતો. સર્વે આ જંગલમાં રસ્તો ભૂલ્યા હતા. કાઉન્ટ મહાશય, વગર ઓળેલા વાળ, અતિ ગરીબ પોશાકનો ગોવાળીઆની ચારે બાજુએ પુસ્તકો તથા નકશાઓ ફેલાયલા જોઇને

એવો આશ્ચર્ય પામ્યો કે, આ અદ્‌ભુત વ્યાપાર દેખાડવા માટે પોતાના સોબતીઓને ત્યાં લાવ્યો.

આવી રીતે શીકારીના વેશથી દેશના રાજાના કુંવરો અને તેના સોબતીઓ ડુબાલને ઘેરીને ઉભા રહ્યા. આ ઠેકાણે જણાવવું આવશ્યકછે કે, આ રાજકુમારોમાંના એકે પછવાડેથી મેરિયા થેરિસાની જોડે વિવાહ કર્યો હતો અને તે જર્મનીનો બાદશાહ થયો હતો.

આ વ્યાપાર જોઇને સર્વ એકદમ મુગ્ધ થઇ ગયા; આખરે જ્યારે કેટલાક પ્રશ્નો પૂછીને તેની વિદ્યા તથા વિદ્યા મેળવાના ઉપાયો વિષય સઘળુ જાણ્યું ત્યારે તેઓ મૂઢના જેવા વિસ્મિત થયા તથા સંતોષ સાગરમાં મગ્ન થયા. સર્વથી મોટા રાજકુમારે તરત કહ્યું, રાજકાજમાં ચાલો, હું તમને એક સારા કામમાં લગાડીશ. ડુબાલે કેટલાંક પુસ્તકોમાં વાંચ્યું હતું કે રાજની નોકરીમાં રહ્યાથી મનુષ્યનો ધર્મ નાશ પામે છે, અને નાન્સિ પણ જોયું હતુ તથા મોટા માણસોના નોકરો ઘણું કરીને લંપટ તથા કજીયા ખોર હોય છે એટલા માટે તેણે અકપટ વાક્યથી કહ્યું, મને રાજસેવાની ઇચ્છા નથી, સર્વદા જંગલમાં રહીને ગાયો ચરાવીને નિરૂદ્વેગથી જીવન ગાળીશ; હું આ અવસ્થામાં સંપૂર્ણ રીતે સુખી છુ, પરન્તુ એ પણ કહ્યું, કે જો મહાશય મને સારાં સારાં પુસ્તકો વાંચવાની તથા વધારે વિદ્યા તથા જ્ઞાનના લાભનો બંદોબસ્ત કરી આપો તો હું આપની સાથે અથવા કોઇપણ માણસની સાથે જવાને તૈયાર છું.

રાજકુમાર આ જવાબ સાંભળીને ઘણોજ સંતુષ્ટ થયો, અને રાજધાનીમાં જઇને ડુબાલને યથાનિયમથી સુપંડિત અને સારા ઉપદેશકોની આગળ વિદ્યાભ્યાસ પૂરો કરાવવા માટે, પોતાના પિતા

ડયુકને રાજી કરીને તેને પોન્ટમાં મૌસલના જેસુટોના સ્થાપેલા વિદ્યાલયમાં મોકલી દીધો.

ડુબાલે ત્યાં બે વર્ષ રહીને જ્યોતિષ, ભૂગોલ, ઇતિહાસ તથા પૌરણિક ઇતિવૃત્ત વગેરે તેણે સારી રીતે અભ્યાસ કર્યો. ત્યારપછી ઇ. સ. ૧૭૧૮ ની આખરીએ ડયુક પારિસ આવવાની વેળાએ તેના કહેવાથી તે તેની સાથે ગયો; એવા અભિપ્રાયથી કે ત્યાંના અધ્યાપકોની આગળથી શીખીશ. બીજે વર્ષે તે ત્યાંથી લુનિબિલમાં પાછો ગયો. ડયુકે તેને હજાર રૂપીઆના પગારે પોતાની પુસ્તકાલયનું અધ્યક્ષપણુ અને સાતસો રૂપીઆને પગારે વિદ્યાલયમાં ઇતિહાસના અધ્યાપકમાં નિયુક્ત કર્યો, અને કોઈ વિષયમાં કંઇ નિયમમાં ન બાંધતાં સ્વચ્છંદથી રાજમહેલમાં રહેવાની આજ્ઞા આપી.

તે ઇતિહાસમાં જે ઉપદેશ આપતો હતો, તેથી તેની એવી સુખ્યાતિ થઈ હતી કે, ઘણાક વિદેશના માણસો પણ લુનિબિલમાં આવીને તેના શિષ્યોમાં સામેલ થવા લાગ્યા.

ડુબાલ સ્વભાવે ઘણો વિનીત અને લોકરંજન હતો. પોતાની પહેલાંની ખરાબ અવસ્થાનો પ્રસંગ કાઢતાં તે જરા પણ શરમાતો નહોતો તથા ખેદિત ન થતાં ઉલટી તે અવસ્થામાં તે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તી શકતો હતો અને ધીરે ધીરે ભારે જ્ઞાનમાં ઉન્નત થયાથી અન્તઃકરણમાં જે નવા નવા ભાવો ઉત્પન્ન થતા હતા, તે સર્વનું વર્ણન કરતાં કરતાં તેને ઘણીજ ખુશી થતી હતી.

તેણે પેહેલાં સંગ્રહ કરેલા બહુ દ્રવ્યથી સેન્ટ એનનું આશ્રમ ફરી બનાવ્યું અને ત્યાં પોતાને માટે એક મકાન ચણાવ્યું. ત્યારપછી ઝાડની નીચે બેસીને રાજકુમારો તથા તેઓના અધ્યાપકોની સાથે જે

રીતે વાતચીત થઇ હતી, તેનું કોઇ સારા ચિતારા પાસેથી તે અવસ્થાનું એક ચિત્ર તૈયાર કરાવ્યું અને ડચુકની સંમતિ લઇને પોતાની અસલની છબી પુસ્તકાલયમાં મૂકાવી. થોડા કાલ પછી તે જન્મભૂમિ જોવાની ઇચ્છાથી ત્યાં ગયો અને જે ઘરમાં જન્મ્યો હતો તેને ત્યાંના શિક્ષકના ઉપયોગને માટે સારી રીતે બંધાવ્યું; વળી ગામના લોકોનું પાણીનું કષ્ટ દૂર કરવા માટે તેણે પોતાને ખર્ચે ઘણા કુવા ચણાવ્યા.

ઇ. સ. ૧૭૩૮ માં ડ્યુકના મૃત્યુ પછી વારસદારોએ લોરેનને બદલે ટસ્કાનિનું આધિપત્ય ગ્રહણ કર્યું, તેથી રાજકીય પુસ્તકાલય ફ્લોરેન્સમાં લઈ જવામાં આવ્યું. ડુબાલ ત્યાં પ્રથમની પેઠે પુસ્તકાધ્યક્ષથી કામ કરવા લાગ્યો. તેનો ઉત્તમ પ્રભુએ હંગરીની રાણીનું લગ્ન કર્યાનું મોટા બાદશાહી પદને પ્રાપ્ત થઇને વિયનાના જૂનાં તથા નવા શીક્કા અને પૃથ્વીના બીજા ભાગના સઘળા શીક્કા એકઠા કરવાની ઇચ્છા કરી. ડુબાલને શીક્કા સંબંધી શોક હતો તેથી તેને ઉપરી કર્યો; અને રાજાના માહોલ્લામાં રાજમંદિરને થોડે છેટે તેને મકાન મળ્યું. ડુબાલ ઘણું કરીને અઠવાડિયે એક દિવસે મહારાજ અને રાણીની સાથે ખાતો હતો.

આવી રીતે અવસ્થામાં ફેરફાર થવા છતાં પણ તેના સ્વભાવ તથા ચરિત્રમાં જરા પણ ફેરક પડ્યો નહોતો. યુરોપના એક ઘણાજ વિષયરસ પરાયણ શહેરમાં રહેવા છતાં, તે લોરેનના જંગલમાં જેવો સીધો તથા નિર્મળ ભાવ તથા વિદ્યોપાર્જનમાં એકાગ્ર ચિત્તવાળો હતો. તેવોજ રહ્યો હતો. રાજા તથા રાણી તેના સુંદર ગુણોથી ઘણાંજ પ્રસન્ન હતાં, અને તેના સ્વરૂપ પ્રમાણે તેને ઇ. સ. ૧૭૫૧ માં પોતાના પુત્રના ઉપાચાર્યનું પદ આપ્યું હતું. પણ

તેણે કોઈ કારણથી એ સન્માનનું પદ કબૂલ કર્યું નહિ. રાજકુટુંબમાં તેનું જવું આવવું એટલું થોડું હતું કે કોઇ રાજકુમારીને તેણે કદી પણ જોઇ નહોતી. તેથી તે તેઓને ઓળખતો નહોતો. પછી સ-મય વિશેષથી આ વાત કાઢવામાં આવી. એક રાજકુમારે કહ્યું હતું કે, કુબાલ મારી બહેનોને ઓળખતા નથી તેથી હું આશ્ચર્ય થતો નથી કારણ કે મારી બહેનો જૂના કાલની નથી.

એક દિવસ તે વગર બોલ્યે કહેતાં જલદીથી ચાલી જતો હતો તે જોઇને બાદશાહે પૂછ્યું આપ ક્યાં પધારો છો કુબાલે કહ્યું, આબિલિનું ગાયન સાંભળવા. નરપતિએ કહ્યું, એતો સારૂં ગાતી નથી. પરંતુ વા-સ્તવિક તે સારૂં ગાતી હતી, એટલા માટે કુબાલે જવાબ આપ્યો, હું મહારાજને વિનયથી વિનંતિ કરૂં છું કે આ વાત મોટે અવાજે ક-હેશો ના. રાજાએ કહ્યું, શા માટે ? કુબાલે કહ્યું, કારણ એ છે કે મહારાજને આ અત્યન્ત જરૂરનું છે કે, સર્વે આપની વાત ઉપર વિ-શ્વાસ રાખે છે; પરન્તુ આ વાતમાં કોઈ માણસ વિશ્વાસ રાખશે નહિ. ખરેખર કુબાલ કોઈ કાલે મહેરબાની મેળવવા માટે હાજી હા કરતો નહોતો.

એ મહાનુભવ ધર્માત્મા જીવનની અંતની ઘડી સુધી ખુશીથી તથા સન્માનની સાથે ગાળીને ઈ. સ, ૧૭૭૫ માં ૮૧ વર્ષની ઉમ્મ-રમાં મરણ પામ્યો હતો. જેઓ કુબાલને સારી રીતે ઓળખતા હતા તેઓ સર્વ તેના મરણ સમાચાર જાણીને શોકાતુર થયાહતા. એમ. ડી. રોશ નામના તેના એક મિત્રે, તેના મૃત્યુ પછી તેના લખેલા સર્વ ગ્રંથનો સંગ્રહ કરીને બે ભાગમાં પુસ્તક છપાવીને પ્રકટ કર્યુંહતું.

સરકેશિયા દેશની એક ભણેલી સ્ત્રી બીજી કાથિરિનના સૂવાના ઓર-

ડાની રખવાળી કરનારી હતી. તેની જોડે ફુબાલના જીવનનાં છેલ્લાં તેર વર્ષ સુધીના જે કાગળો ચાલ્યા હતા તે સર્વ પણ છપાયા હતા. સર્વે કબૂલ કરે છે કે એઉ તરફથી અસાધારણ બુદ્ધિનૈપુણ્ય પ્રકાશ થયું છે. વૃદ્ધ ઉમ્મરમાં રૂપવતી જુવાન સ્ત્રીઓની સાથે પ્રિય મડમ કહીને વાતચીત કરવી એ દોષકારક નથી; એ વાસ્તે તે ઉપર લખેલી સ્ત્રીને અને બીજી જે જે ગુણવાન સ્ત્રીઓને ચાહતો હતો, તે સર્વને પ્રિય મડમ નામથી બોલાવતો હતો.

આ સર્વ જોઇને જો કે નિશ્ચિત જાણી શકાય છે કે, ફુબાલ સ્ત્રીઓના સહવાસમાં વીતરાગી નહોતો; પરંતુ તેઓને વધારે મનોરંજન થાય એથી તે કદી પણ પોશાક ઉપર ધ્યાન આપતો નહોતો. ટૂંકામાં મરણ સુધી તેનો વેશ તથા ચાલચું પહેલાંની પેઠે જેવું ગામડીઆના જેવું હતું. તે ખેડુતની પેઠે ચાલતો હતો અને સામાન્ય કપડાં, લાંબા વાળ અને કાળા રંગના વાળવાળા જોડા પહેરતો હતો અને લોઢાના કાંટાવાળી જાડી લાકડી હાથમાં રાખતો હતો. તે પોશાક પહેરવાના વિષયમાં એવો અનાદર કરતો હતો કે તે કોઈ રીતે બનાવટી નથી. તેના જીવનને પહેલેથી વિચાર કરવામાં આવે તો જણાશે કે, કેવળ નિર્મળ જ્ઞાન પ્રકાશથી નમ્ર સ્વભાવથી આવો પોશાકમાં બે પરવા થયો હતો. આ વિષયમાં એક ઉદાહરણ દેખાડવાથી ખાતરી થશે. તેનો એક નોકર હતો. તેને તે નોકર ન કહેતાં મિત્રમાં ગણતો હતો, તે માણસ પરણેલો પુરૂષ હતો, તેથી તે દરરોજ જલદી તેને ઘેર જવાની રજા આપતો હતો, અને ત્યાર પછી પોતાને હાથે સાદાઇથી થોડું રાંધી લેતો હતો.

ફુબાલ પોતાના અસાધારણ પરીશ્રમ તથા ખંતીપણાથી ધીરે

ધીરે ઘણી જાતનું જ્ઞાન મેળવીને તે વેળાએ સર્વ માણસોના કરતાં વધારે વિદ્યાવાન્ થયો હતો. રાજસંસારમાં ઘણો કાલ ગુજાર્યાથી મનુષ્ય માત્ર ઘણું કરીને અહંકારી તથા ખરાબ કામમાં નિમગ્ન થાય છે, પરન્તુ તે ત્યાં ૫૦ વર્ષ સુધી લાગ્યો હતો, તથાપિ અતિ દીર્ઘ જીવનની આખરની ઘડી સુધી એક પળને માટે પણ ચરિત્રની નિર્મળતા વિષયમાં લોરેનમાં રહેવાની વેળાનો ગોવાળીઆનો ભાવ છોડયો નહિ. તેની પહેલાંની ખરાબ અવસ્થાના ભારે સંકટોમાં જેવો સરળ, સંતોષી તથા પ્રશાંત ચિત્તવાળો હતો તેવો અંતની ઘડી સુધી રહ્યો હતો.



## જગન્નાથ તર્ક પંચાનન.

બંગાલના ત્રિવેદી ગામમાં રૂદ્રદેવ તર્કવાગીશ નામનો એક બ્રાહ્મણ અધ્યાપક રહેતો હતો. તે ધનવાન નહોતો; ક્રિયા કર્મ કરીને તથા શિષ્ય યજમાનથી જે પૈસા મેળવતો હતો તેનાથી ઘણા કષ્ટથી કુટુંબનું ભરણ પોષણ કરતો હતો. ગરીબાઇને લીધે રૂદ્રદેવને ઘણાક સંસારના દુઃખો પડતાં હતાં, પરન્તુ તે સહનશીલતાના ગુણથી સર્વ સહન કરતો હતો. તેનું હૃદય કોઇ રીતે દુર્ઘટનાથી ધીરજ વિનાનું થતું નહોતુ, અને પોતાની કર્તવ્ય-બુદ્ધિ પણ કોઇ રીતે ખરાબ વિચારમાં દોરાતી નહોતી. તે સર્વ સમયમાં ધૈર્યથી પોતા કામ કરતો હતો. સંસ્કૃત શાસ્ત્રમાં રૂદ્રદેવની પ્રવીણતા હતી, તેમનું પુષ્કળ વિદ્યાર્થિયો તેનું શિક્ષણ લેતા હતા. તે તેઓને યત્નપૂર્વક ભણાવતો હતો. નાના પ્રકારનાં સંસારનાં દુઃખ પામ્યા છતાં તે શાસ્ત્ર ચર્ચાથી કદી પણ છેટે રહ્યો નહોતો. શાસ્ત્રનો વિચાર કરવામાં તેને

એક મોટો આનન્દ થતો હતો. તેણે સંસ્કૃત ભાષામાં કેટલાંક પુસ્તકો રચ્યાં હતાં. આવી રીતે અધ્યયન, ભણાવવું અને ગ્રંથો લખવામાં તે-નો સમય જતો હતો.

પરન્તુ ગરીબાઇના કરતાં છોકરો ન હોવાથી રૂદ્રદેવને ઘણું કષ્ટ કર થઇ પડયું હતું, તેની જુવાની ગઈ હતી, આ વેળાએ પણ પુ-ત્રનું મુખ જોઇને પરિતૃપ્ત થવા પામ્યો નહિ. ધીરે ધીરે બુઢાપો આવ્યો, રૂદ્રદેવ જરા જીર્ણ થઇ પડયો. પરન્તુ જીવનની આ છેલ્લી અવસ્થામાં તેનો મનોરથ પૂર્ણ થયો. જ્યારે રૂદ્રદેવની ઉમ્મર ૬૫ વર્ષની થઇ ત્યારે ઈ. સ. ૧૬૯૫ માં તેને એક પુત્ર થયો તેનું નામ જગન્નાથ પાડયું.

આખરની દશામાં પુત્રનું મુખ જોઇને રૂદ્રદેવને ઘણોજ આન-ન્દ થયો. પુત્રને સન્તુષ્ટ કરવાનું હમણાં તેનું ફક્ત કાર્ય થઇ પડયું. જગન્નાથ પિતા માતાનો લાડકો અને સ્નેહનો પાત્ર થઇને કાળ ગાળવા લાગ્યો. પરન્તુ આવા ઘણા લાડથી તેનો સ્વભાવ ખરાબ થયો. બાલ્ય દશામાં જગન્નાથ ખરાબ અને જુલમી થઇ પડયો તે જેમ ઇટોરીને મુસાફરોને પીડતો હતો તેમ ગામની સ્ત્રીઓનાં માટીનાં બેહેડાં ઉપર પથ્થર ફેંકીને ભાગી નાંખતો તેમજ બાળકોને પકડીને મારતો હતો. પોતાની ધારેલી વસ્તુ નહિ મળ્યાથી માને દુઃખ દેતો હતો, તે હજી સુધી ત્રિવેણીના ઘરડાઓ વાતને પ્રસંગે કહે છે. આડોશી પાડોશી જગન્નાથના જુલમથી સર્વદા ભયભીત રહેતા હતા, જગન્નાથ તે જોઇને આનન્દમાં મત્ત થતો હતો; પિતા જગન્નાથને સમજાવતો હતો, જગન્નાથ તેમાં બહેરો થઇ જતો; માતા જગન્નાથને ખોળામાં લઇને ઉપદેશ આપતી હતી, જગન્નાથ

જરા હસીને ઉડાડી દેતો. એક વેળાએ વાંશવેડિયા ગામના પંચાનન ઠાકુરના પંડાની પાસેથી એક બકરૂ માગ્યું, પંડાએ જગન્નાથની ઈચ્છા પૂર્ણ કરી નહિ. જગન્નાથે ક્રોધાયમાન થઇને પથ્થરની દેવ મૂર્તિ ચોરીને તળાવમાં નાંખી દીધી. મૂર્તિ ચોરાયાથી પંડાઓ ઘણાજ ચિંતાતુર થયા. તેઓ જગન્નાથનો સ્વભાવ જાણતા હતા, તેથી તેનેજ ચોરનાર સમજીને મૂર્તિ આપવાની આગ્રહ પૂર્વક વિનંતિ કરવા લાગ્યા. જગન્નાથ પહેલાં રાજી થયો નહિ આખરે પંડાઓએ દરવર્ષે તેને એક એક બકરૂ આપવાનું વચન આપ્યું. જગન્નાથે તલાવમાંથી દેવમૂર્તિ કાઢી આપી. આવી દુઃશીલતાથી અને જુલમથી બાળ કાલનો સમય જતો હતો.

રૂદ્રદેવે જગન્નાથને પાંચ વર્ષની ઉમ્મરમાં વિદ્યા શીખવવાનો આરંભ કર્યો. જગન્નાથને પાઠ તૈયાર કરતાં વાર લાગતી નહોતી. તેની બુદ્ધિ અસાધારણ હતી, તેમજ બુદ્ધિ સ્વચ્છ હતી, અને તે ધ્યાન પણ ઘણું લગાડતો હતો. તેણે પિતાની આગળથી પહેલાં મ્હોએ વ્યાકરણ તથા કોષ શીખીને પછી કેટલાક સાહિત્યના ગ્રંથો વાંચ્યા. વાંચેલાં પુસ્તકો આ પાંચ વર્ષના બાળકને મુખે હતાં. પહેલાં જે વાંચતો નહોતો, તે પણ અભ્યાસ કરેલાની પેઠે કહી શકતો હતો. એક દિવસે કેટલાક ગામના રહેવાશીઓ જગન્નાથના જુલમથી ઘણાજ કંટાળીને રૂદ્રદેવની પાસે ફરિયાદ કરવા ગયા હતા. રૂદ્રદેવ છોકરાના અસદ્વ્યહારથી ઘણાજ અસન્તુષ્ટ થયો, અને તેને ખરાબ તથા વાંચવા લખવામાં ધ્યાન આપતો નથી એવી રીતે નાના પ્રકારનાં કડવાં વેણ કહેતાં કહેતાં પુસ્તક આણીને વાંચવા કહ્યું. જગન્નાથ ધીર ભાવથી પુસ્તક લાવ્યો, અને પહેલાં જે ભણ્યો નહોતો

તે ધીર ભાવથી મ્હોડે કહીને પછી તેની વ્યાખ્યા કરવા લાગ્યો. રૂદ્રદેવ પુત્રની આ અસાધારણ શક્તિ તથા પોતાના ઉપર આધાર જોઇને ઘણોજ આશ્ચર્ય તથા આનન્દિત થયો. તેને દ્રઢ વિશ્વાસ ઉત્પન્ન થયો કે જગન્નાથ કાળે કરીને એક અસાધારણ પંડિત થશે. રૂદ્રદેવનો આ વિશ્વાસ વગર પાયાનો નહોતો. કાળે કરીને જગન્નાથે અસાધારણ પંડિત થઇને આખી સુધરેલી મંડળીમાં પ્રખ્યાતિ મેળવી હતી.

જ્યારે જગન્નાથની આઠ વર્ષની ઉમ્મર થઇ ત્યારે તેની મા મરણ પામી. આટલી નાની ઉમ્મરમાં મા વગરનો થયાથી જગન્નાથ પિતાનો વધારે લાડકો તથા સ્નેહનો પાત્ર થઇ પડયો. એ વેળાએ તેની એક માસીએ તેને પોતાના પુત્રની પેઠે પ્રતિપાલન કર્યો હતો. માના વિયોગને લીધે પિતાનો આવો અત્યન્ત સ્નેહ આઠ વર્ષના બાળકને ખરાબ થવામાં ઘણી મદદ મળે છે. ગમે તેમ હો; જગન્નાથ પિતાની આગળથી સાહિત્ય, વ્યાકરણ, કોષ વગેરે પહેલાં વાંચવાનાં પુસ્તકોનું અધ્યયન કરીને મોટા કાકા ભવદેવ ન્યાયાલંકારની વંશવારી (વાંશવેડિયો)ની પાઠશાળામાં સ્મૃતિશાસ્ત્ર શીખવામાં લાગ્યો. અસાધારણ બુદ્ધિ અને તીક્ષ્ણ પ્રતિભાના બળથી તેણે એ શાસ્ત્રમાં વિશેષ પ્રવીણતા મેળવી. તેણે ધીર ભાવથી એ શાસ્ત્ર ઉપર વિચાર કરીને પોતાની અસારણ પંડિતાઇ ફેલાવતો હતો અને ધીર ભાવથી સ્મૃતિના કઠણ વિષયની સુંદર પ્રકારે વ્યાખ્યા કરીને વ્યવસ્થા આપતો હતો. આ વેળાએ તેની ઉમ્મર બાર વર્ષથી વધારે નહોતી. બાર વર્ષના બાળકને આવી રીતે એક ચઢીયાતો સ્માર્ત બનેલો જોઇને સર્વે ઘણુંજ આશ્ચર્ય દેખાડતા હતા.

ઈ. સ. ૧૭૦૯ માં જગન્નાથ વિવાહની ગાંઠમાં બંધાયો. એડેગામની એક સુલક્ષણ વાળી છોકરીની સાથે તેનું લગ્ન થયું. આ વેળાએ જગન્નાથની ઉમ્મર ચઉદ વર્ષની હતી. જરાગ્રસ્ત પિતાનો એકનો એક પુત્ર હતો તેથીજ તેને આટલી નાની ઉમ્મરમાં વિવાહમાં બાંધ્યો. પેલી બાજુએ જગન્નાથ જે સમયે તથા જે અવસ્થામાં હતો, તેમાં આ રીતિ ત્યાગ કરવામાં તેને કંઇપણ સામર્થ્ય નહોતું. તે નાની ઉમ્મરમાં મા વગરનો થયો હતો, તેનો પિતા વૃદ્ધ થઇને ઐહિક જીવનની આખેરીએ પહોંચ્યો હતો, તેથી છેલ્લી દશામાં પુત્ર વધુનું મુખ જોવામાં પિતાની બળવતી ઇચ્છા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. જૂના વિચારના રૂદ્રદેવે આ ઇચ્છાના વિરૂદ્ધમાં કાર્ય કર્યું નથી. તેણે યથા નિયમે પરમ સ્નેહવત પુત્રને એક મનને રૂચતી કુમારીની જોડે મેલાપ કરાવીને પોતાનો મનોરથ સિદ્ધ કર્યો હતો.

પરન્તુ નાનપણમાં લગ્ન થવા છતાં જગન્નાથ વિદ્યાભ્યાસથી છેટો રહયો નહોતો. સ્મૃતિનું અધ્યયન કર્યાપછી તે પોતાના ગામમાં આવીને રઘુનાથ તર્કવાચસ્પતિની પાઠશાળામાં તેણે ન્યાયશાસ્ત્ર શીખવાનો આરંભ કર્યો. સંસ્કૃત ભાષામાં ન્યાય ઘણો મુસ્કેલ તથા કઠણ વિષય છે. તીક્ષ્ણ બુદ્ધિમાન ન હોવાથી એ શાસ્ત્રમાં કુશળતા મેળવવી મુસ્કેલ પડે છે. પણ જગન્નાથમાં બુદ્ધિની ખોટ નહોતી. તે થોડા સમયમાં ન્યાયશાસ્ત્રમાં કુશળતા મેળવીને એક પ્રસિદ્ધ નૈયાયિક થઇ પડયો. સાધારણ નૈયાયિકો પેઠે તેનું કેવળ વાચાળપણું અથવા પંડિતનું મિથ્યા અભિમાન નહોતું. આ સર્વ નૈયાયિકોને બુદ્ધિ છે પણ બુદ્ધિની સ્થિરતા નથી. બહુશાસ્ત્ર જોયાંહોય છે, પણ યુક્તિ દેખાડવાની શક્તિ નથી. જગન્નાથ આ અહંકારી પંડિતોના કરતાં સર્વ પ્રકારે ચઢીયાતો હતો. તેની બુદ્ધિમાં સ્થિરતા હતી, ઘણા શા-

સ્રોમાં પ્રવેશ હતો અને યુક્તિ પ્રદર્શનમાં અસાધારણ શકિત હતી. કહેવાય છે કે, ન્યાયશાસ્ત્ર ભણવાનો આરંભ કર્યાને એક વર્ષ થયું ત્યારે નવદ્વીપના એક પ્રસિદ્ધ ન્યાયશાસ્ત્રીને ન્યાયમાં હરાવીને તેને સંતુષ્ટ કર્યો હતો. આ પંડિતનું નામ રામાવલ્લભ વિદ્યા વાગીશ હતું. એ પ્રખ્યાત 'જગદીશ તર્કાલંકારનો* પૌત્ર હતો. રામાવલ્લભ એક વેળાએ રઘુનાથની પાઠશાળામાં આવીને અતિથી થયો હતો. તેણે મોટા અભિમાનથી ન્યાયનો વિચાર કરવાનો આરંભ કરીને સર્વ વિદ્યાર્થિઓને શરમાવ્યા અને પરાજિત કર્યા. સઘળા વિદ્યાર્થિયોને પરાજિત થયલા જોઇને રામાવલ્લભ ત્યાં જરા વાર પણ રહયો નહિ. પહેલાંની પેઠે મોટા અભિમાનની સાથે તે જગા છોડીને ચાલતો થયો. જગન્નાથ ઘરમાં ખાવા ગયો હતો. એ વ્યાપાર વિશય કંઇ પણ જાણતો નહોતો. અંતે પાઠશાળામાં આવીને સર્વ સાંભળ્યું. અભ્યાગત પંડિત અતિશય ગ્રહણ ન કરતાં ચાલી ગયા છે. તે સાંભળીને જગન્નાથના હ્રદયમાં આ ઘાત લાગ્યો. તેણે વિલંબ ન કરતાં. રામાવલ્લભને લેવા માટે પાઠશાળામાંથી નીકળ્યો. માર્ગમાં રામાવલ્લભની જોડે મુલાકાત થઈ. રામાવલ્લભ જગન્નાથને જોતાંજ ન્યાયનો વિચાર કરવામાં લાગ્યો. જગન્નાથ શરમાયો અથવા વિચલિત થયો નહિ. વિશેપ સૂક્ષ્મ યુક્તિથી સામાવાળાના પ્રત્યેક વાદનું ખંડન કરવા લાગ્યો. રામાવલ્લભ જગન્નાથની શાસ્ત્રના જ્ઞાનની ગંભીરતા, યુક્તિ દેખાડવાની કુશળતા અને સૂક્ષ્મ વિચારની પદ્ધતિ

---

* જગદીશ તર્કાલંકાર નવદ્વીપનો એક મોટો નૈયાયિક હતો. એણેન્યાયશાસ્ત્રની ટીકા લખી છે, અને તેમ લોકોમાં

જોઇને આશ્ચર્યયુક્ત તથા ચમકિત થયો. ધીરે ધીરે તેનો ગર્વ જતો રહ્યો તે જગન્નાથના મુખની કઠણ ન્યાય શાસ્ત્રની સુંદર અને સહેલી વ્યાખ્યા સાંભળતો પાઠશાળામાં આવ્યો. પછી તેનો આગના જેવો ઉદ્ધત ભાવ રહયો નહિ. નવદ્રીપનો પ્રસિદ્ધ નૈયાયિક સોળવર્ષના બાળકની આગળ ન્યાયશાસ્ત્રના તર્કમાં પરાજિત થઇને પરમ પરિતોષ પૂર્વક ત્રિવેણીની પાઠશાળામાં અતિથિ થયો.

જગન્નાથે આવી રીતે સાત આઠ વર્ષ સુધી ત્રિવેણીની પાઠશાળામાં રહીને ન્યાય તથા બીજાં શાસ્ત્રો અધ્યયન કર્યાં. શાસ્ત્રાનુશીલતા તથા શાસ્ત્રીની વાત ચીતમાં તેને ફકત વિશુદ્ધ આનન્દ હતો. તે વધારે ધ્યાન પૂર્વક સર્વ શાસ્ત્રો અંતથી તે ઇતિસુધી અધ્યયન કરતો હતો. શિક્ષણે તેના અન્તઃકરણને પ્રશસ્ત કર્યું હતુ. જોવાથી તેની વિચાર શક્તિને સ્વચ્છ કરી હતી અને પ્રગાઢ કર્ત્તવ્ય જ્ઞાને તેના સ્વભાવને સમુન્નત કરી મૂકયો હતો. તે સાધનામાં અટલ, સહનશીલતામાં અવિચલિત અને અધ્યવસાયમાં આવેશ વિનાનો હતો. જેની જોડે તેને એકવાર શાસ્ત્ર સંબંધી વાતચીત થતી હતી તે તેને અસાધારણ પંડિત તરીકે સન્માન આપતા હતા. આવી રીતે તેનું પાંડિત્ય ચારે બાજુએ વિસ્તાર પામ્યું. તે બાલ્યકાલમાં ખરાબ અને ખરાબ કામ કરવામાં લાગેલો હતો, યૌવનમાં સુશીલ તથા સત્કર્મ કરનારો થઇને શાસ્ત્રાલોચનામાં ધ્યાન આપતો હતો.

ધીરે ધીરે રૂદ્રદેવનો આયુષ્કાલ પૂર્ણ થયો. ૯૦ વર્ષ સુધી દેહ ભાર ઉપાડીને તેણે આ લોક છોડયો. રૂદ્રદેવ ઘણોજ ગરીબ હતો તેથી પુત્રને માટે કંઇપણ સંપત્તિ રાખવા પામ્યો નહોતો. પરન્તુ એથી તેને કંઇ પણ ખેદ ઉત્પન્ન થયો નહોતો. તે પુત્રની અસાધા-

સ્રોમાં પ્રવેશ હતો અને યુક્તિ પ્રદર્શનમાં અસાધારણ શક્તિ હતી. કહેવાય છે કે, ન્યાયશાસ્ત્ર ભણવાનો આરંભ કર્યાને એક વર્ષ થયું ત્યારે નવદ્વીપના એક પ્રસિદ્ધ ન્યાયશાસ્ત્રીને ન્યાયમાં હરાવીને તેને સંતુષ્ટ કર્યો હતો. આ પંડિતનું નામ રામાવલ્લભ વિદ્યા વાગીશ હતું. એ પ્રખ્યાત 'જગદીશ તર્કાલંકારનો* પૌત્ર હતો. રામાવલ્લભ એક વેળાએ રઘુનાથની પાઠશાળામાં આવીને અતિથી થયો હતો. તેણે મોટા અભિમાનથી ન્યાયનો વિચાર કરવાનો આરંભ કરીને સર્વ વિદ્યાર્થિઓને શરમાવ્યા અને પરાજિત કર્યા. સઘળા વિદ્યાર્થિયોને પરાજિત થયલા જોઇને રામાવલ્લભ ત્યાં જરા વાર પણ રહયો નહિ. પહેલાંની પેઠે મોટા અભિમાનની સાથે તે જગા છોડીને ચાલતો થયો. જગન્નાથ ઘરમાં ખાવા ગયો હતો. એ વ્યાપાર વિશય કંઇ પણ જાણતો નહોતો. અંતે પાઠશાળામાં આવીને સર્વ સાંભળ્યું. અભ્યાગત પંડિત અતિશય ગ્રહણ ન કરતાં ચાલી ગયા છે. તે સાંભળીને જગન્નાથના હૃદયમાં આ ઘાત લાગ્યો. તેણે વિલંબ ન કરતાં. રામાવલ્લભને લેવા માટે પાઠશાળામાંથી નીકળ્યો. માર્ગમાં રામાવલ્લભની જોડે મુલાકાત થઈ. રામાવલ્લભ જગન્નાથને જોતાંજ ન્યાયનો વિચાર કરવામાં લાગ્યો. જગન્નાથ શરમાયો અથવા વિચલિત થયો નહિ. વિશેષ સૂક્ષ્મ યુક્તિથી સામાવાળાના પ્રત્યેક વાદનું ખંડન કરવા લાગ્યો. રામાવલ્લભ જગન્નાથની શાસ્ત્રના જ્ઞાનની ગંભીરતા, યુક્તિ દેખાડવાની કુશળતા અને સૂક્ષ્મ વિચારની પદ્ધતિ

---

* જગદીશ તર્કાલંકાર નવદ્વીપનો એક મોટો નૈયાયિક હતો. એણેન્યાયશાસ્ત્રની ટીકા લખી છે, અને તેમ લોકોમાં પ્રસિદ્ધ થયો છે.

જોઇને આશ્ચર્યયુક્ત તથા ચમંકિત થયો. ધીરે ધીરે તેનો ગર્વ જતો રહ્યો તે જગન્નાથના મુખની કઠણ ન્યાય શાસ્ત્રની સુંદર અને સહેલી વ્યાખ્યા સાંભળતો પાઠશાળામાં આવ્યો. પછી તેનો આગના જેવો ઉદ્ધત ભાવ રહયો નહિ. નવદ્વીપનો પ્રસિદ્ધ નૈયાયિક સોળવર્ષના બાળકની આગળ ન્યાયશાસ્ત્રના તર્કમાં પરાજિત થઇને પરમ પરિતોષ પૂર્વક ત્રિવેણીની પાઠશાળામાં અતિથિ થયો.

જગન્નાથે આવી રીતે સાત આઠ વર્ષ સુધી ત્રિવેણીની પાઠશાળામાં રહીને ન્યાય તથા બીજાં શાસ્ત્રો અધ્યયન કર્યાં. શાસ્ત્રાનુશીલતા તથા શાસ્ત્રીની વાત ચીતમાં તેને ફકત વિશુદ્ધ આનન્દ હતો. તે વધારે ધ્યાન પૂર્વક સર્વ શાસ્ત્રો અંતથી તે ઇતિસુધી અધ્યયન કરતો હતો. શિક્ષણે તેના અન્તઃકરણને પ્રશસ્ત કર્યું હતું. જોવાથી તેની વિચાર શક્તિને સ્વચ્છ કરી હતી અને પ્રગાઢ કર્ત્તવ્ય જ્ઞાને તેના સ્વભાવને સમુન્નત કરી મૂકયો હતો. તે સાધનામાં અટલ, સહનશીલતામાં અવિચલિત અને અધ્યવસાયમાં આવેશ વિનાનો હતો. જેની જોડે તેને એકવાર શાસ્ત્ર સંબંધી વાતચીત થતી હતી તે તેને અસાધારણ પંડિત તરીકે સન્માન આપતા હતા. આવી રીતે તેનું પાંડિત્ય ચારે બાજુએ વિસ્તાર પામ્યું. તે બાલ્યકાલમાં ખરાબ અને ખરાબ કામ કરવામાં લાગેલો હતો, યૌવનમાં સુશીલ તથા સત્કર્મ કરનારો થઇને શાસ્ત્રાલોચનામાં ધ્યાન આપતો હતો.

ધીરે ધીરે રૂદ્રદેવનો આયુષ્કાલ પૂર્ણ થયો. ૯૦ વર્ષ સુધી દેહ ભાર ઉપાડીને તેણે આ લોક છોડયો. રૂદ્રદેવ ઘણોજ ગરીબ હતો તેથી પુત્રને માટે કંઇપણ સંપત્તિ રાખવા પામ્યો નહોતો. પરન્તુ એથી તેને કંઇ પણ ખેદ ઉત્પન્ન થયો નહોતો. તે પુત્રની અસાધા-

રણ વિદ્યા બુદ્ધિને તેના ભવિષ્ય જીવનની એક માત્ર સંપતિ ધારતો હતો. તેનો દ્રઢ વિશ્વાસ હતો કે જગન્નાથ પોતાની વિદ્યાના બળથી વગર હરકતે પોતાનો ગુજારો કરવામાં સમર્થ થશે. આવી રીતે આત્મપ્રત્યયના ઉપર આધાર રાખીનેજ તે સર્વદા સન્તુષ્ટ રહેતો હતો. કોઇ જાતનો કંટાળો અથવા કંઈ પણ ચિન્તાએ એક દિવસને માટે પણ તેની પ્રસન્નતાને દૂર કરી નહોતી. તે સંયતભાવથી પોતાનું કામ કરતો હતો અને પોતાનું કામ કરીનેજ પોતે પરિતૃપ્ત થતો હતો. તે જે હાલતમાં પડયો હતો, જે અવસ્થાએ તેને એક મુઠી અનાજને માટે પરસેવાથી તર શરીર કરી નાંખ્યું હતું, તે અવસ્થાને માટે કદી પણ ખેદ પ્રકાશ કરતો નહોતો. તેનો શાંત ભાવ અટલ હતો. તે અમૂલ્ય પુત્ર રત્નનો અધિકારી થઈ તે પોતાને મહાભાગ્યવાન તથા ધનવાન ધારતો હતો. તેથી રૂદ્રદેવ સુખી તથા સન્તુષ્ટ તો. કંગાલ અવસ્થાએ કદી પણ તેના પ્રસન્ન હૃદયમાં આળસનો સંચાર કર્યો નહોતો.

પિતાના મરવાની વેળાએ જગન્નાથની ઉમ્મર ચોવીશ વર્ષની થઇ હતી. આ તરૂણ વયમાં સંસારનો બોજો પડવાથી તે ચારે બાજુએ અંધારૂં જોવા લાગ્યો. ઘરમાં કંઇપણ નહોતું. જગન્નાથે સર્વસ્વ વેચીને, પિતાનાં શ્રાદ્ધાદિ કાર્યો કર્યાં. બધુ ચાલ્યુ ગયાંથી જગન્નાથના દુઃખનો થાક રહ્યો નહિ. દિવસે અન્ન એકઠું કરવું મુશ્કેલ થઈ પડ્યું. તે બીજાઓની પાસેથી ખાવા પીવાની વસ્તુ ઉધાર લઇને કાર્ય કરવા લાગ્યો. આવી દુરવસ્થામાં પડવાથી તેને પૈસા કમાવાવનો માર્ગ ખોળવો પડયો. તેથી જગન્નાથે પાઠશાળા છોડી. આ વખતે તેણે અધ્યાપકની આગળથી "તર્ક પંચાનન" ની ઉપાધિ મેળવી.

જગન્નાથ તર્કપંચાનને કોઈ રીતે એક નિશાળ ઉઘાડીને વિદ્યાર્થિયોને શીખવવાનો આરંભ કર્યો. તેના શીખાડવાના ગુણથી જૂદા જૂદા દેશોમાંથી બહુ વિદ્યાર્થિયો આવવા લાગ્યા. જગન્નાથ સુનિયમથી સર્વને ભણાવવા લાગ્યો. અદ્‌ભુત પાંડિત્યના બલથી ધીરે ધીરે તેની પ્રખ્યાતિ વધી. નાના પ્રકારની જગા ઉપરથી નિમંત્રણ પત્રો આવવા લાગ્યા; પુષ્કળ ધર્મ પરાયણ જમીનદારો તેને જમીન દાન આપવા લાગ્યા, તેથી રૂદ્રદેવની આશા ફળવાન થઈ. પોતાની વિદ્યા બુદ્ધિના પ્રસાદથી જગન્નાથ તર્કપંચાન પુષ્કળ સંપત્તિનો અધિકારી થયો.

સુપંડિત તથા સુવિદ્વાન તરીકે જગન્નાથ એવો માનને પાત્ર થયો હતો કે મોટા મોટા માણસો તેને ઘણું માન આપતા હતા. કલકત્તાનો ગવરનર **સર જાન શોર**†, મોટા ન્યાયાધિશ **સર વિલિયમ જોન્સ***, શોભાબજારનો રાજા **નવકૃષ્ણ**, **વર્દ્ધમાન**નો મહારાજ **ત્રિલોક્યચંદ્ર** બહાદુર, દિવાન **નન્દકુમાર**, નવદ્વીપનો મહારાજ **કૃષ્ણચંદ્ર રામ** વગેરે મોટા માણસો જગન્નાથને માન આપતા હતા. તેઓને જ્યારે અવકાશ મળતો હતો ત્યારે જગન્નાથને મળવા આવતા

---

† સર જાન શોર આ દેશમાં રાજકાર્યમાં નિયુક્ત થઇને આવ્યો હતો અને ધીરે ધીરે એને ગવરનરની પદ્ધી મેળવી હતી. એ પહેલાં બનારસની બ્રિટિશ કંપનીના વારામાં જોડાયો હતો. એ અન્તે લાર્ડ ટેનમાઉથના નામથી પ્રસિદ્ધ થયો હતો.

* સર વિલિયમ જોન્સ સુપ્રીમ કોર્ટનો જડજ હતો. સંસ્કૃતમાં તે કુશળ હતો. તેણે અંગ્રેજીમાં સંસ્કૃત અભિજ્ઞાન શાકુન્તલ નાકટનું ભાષાન્તર વગેરે પુસ્તક કર્યાં છે.

રણ વિદ્યા બુદ્ધિને તેના ભવિષ્ય જીવનની એક માત્ર સંપત્તિ ધારતો હતો. તેનો દ્રઢ વિશ્વાસ હતો કે જગન્નાથ પોતાની વિદ્યાના બળથી વગર હરકતે પોતાનો ગુજારો કરવામાં સમર્થ થશે. આવી રીતે આત્મપ્રત્યયના ઉપર આધાર રાખીનેજ તે સર્વદા સન્તુષ્ટ રહેતો હતો. કોઇ જાતનો કંટાળો અથવા કંઈ પણ ચિન્તાએ એક દિવસને માટે પણ તેની પ્રસન્નતાને દૂર કરી નહોતી. તે સંયતભાવથી પોતાનું કામ કરતો હતો અને પોતાનું કામ કરીનેજ પોતે પરિતૃપ્ત થતો હતો. તે જે હાલતમાં પડયો હતો, જે અવસ્થાએ તેને એક મુઠી અનાજને માટે પરસેવાથી તર શરીર કરી નાંખ્યું હતું, તે અવસ્થાને માટે કદી પણ ખેદ પ્રકાશ કરતો નહોતો. તેનો શાંત ભાવ અટલ હતો. તે અમૂલ્ય પુત્ર રત્નનો અધિકારી થઈ તે પોતાને મહાભાગ્યવાન તથા ધનવાન ધારતો હતો. તેથી રૂદ્રદેવ સુખી તથા સન્તુષ્ટ તો. કંગાલ અવસ્થાએ કદી પણ તેના પ્રસન્ન હૃદયમાં આળસનો સંચાર કર્યો નહોતો.

પિતાના મરવાની વેળાએ જગન્નાથની ઉમ્મર ચોવીશ વર્ષની થઇ હતી. આ તરૂણ વયમાં સંસારનો બોજો પડવાથી તે ચારે બાજુએ અંધારૂં જોવા લાગ્યો. ઘરમાં કંઇપણ નહોતું. જગન્નાથે સર્વસ્વ વેચીને, પિતાનાં શ્રાદ્ધાદિ કાર્યો કર્યાં. બધુ ચાલ્યુ ગયાંથી જગન્નાથના દુઃખનો થાક રહ્યો નહિ. દિવસે અન્ન એકઠું કરવું મુસ્કેલ થઈ પડયું. તે બીજાઓની પાસેથી ખાવા પીવાની વસ્તુ ઉધાર લઇને કાર્ય કરવા લાગ્યો. આવી દુરવસ્થામાં પડવાથી તેને પૈસા કમાવાવનો માર્ગ ખોળવો પડયો. તેથી જગન્નાથે પાઠશાળા છોડી. આ વખતે તેણે અધ્યાપકની આગળથી "તર્ક પંચાનન" ની ઉપાધિ મેળવી.

ન્માન કર્યું. નવ દ્વીપના રાજા તથા વર્દ્ધમાનના મહારાજે પણ રાજા નવકૃષ્ણના આ સદ્ દૃષ્ટાન્તનું અનુસરણ કર્યું હતું. એઓ બેઉએ જગન્નાથની અસાધારણ વિદ્યા તથા પાંડિત્યના પ્રત્યે સન્માન દેખાડવા માટે પુષ્કળ જમીન દાન કરી હતી.

સર જાન શોર તથા સર વિલિયમ જોન્સની વિનંતિ ઉપરથી જગન્નાથે વ્યવસ્થા સંબંધી બે મોટાં પુસ્તકો* સંગ્રહ કરવાં માંડ્યાં. જ્યાં સુધી તે આ કાલમાં લાગી રહ્યો હતો. ત્યાં સુધી દર મહીને પાંચશો રૂપીઆ મળતા હતા. એકત્ર કરી આપ્યા પછી તેને દર મહીને ત્રણસો રૂપીઆનું પેન્સન બાંધી આપ્યું હતું. જોન્સની સાથે જગન્નાથની વિશેષ મિત્રતા હતી, તે અને તેની સ્ત્રી ઘણું કરીને જગન્નાથને મળવા આવતી હતી† સર વિલિયમ જોન્સ જગન્નાથને એટલો ચહાતો હતો તથા એટલો માન આપતો હતો કે ચોર અને લુટારાના ઉપદ્રવ કાલે પોતાની તરફથી પગાર આપીને કેટલાક

---

* આ બે પુંસ્તકોનાં નામ અઢાર વિવાદનો ન્યાયનો ગ્રંથ અને વિવાદ ભંગાર્ણવ. જગન્નાથે કેટલાંક સંસ્કૃત પુસ્તકો પણ રચ્યાં છે. પરંતુ ભણાવવામાં તેનો વધારે વખત જતો હતો, તેથી તે ગ્રંથ લખવા ઉપર જેટલું જોઇએ તેટલું ધ્યાન આપી શકતો નહોતો.

† એક વેળાએ સર વિલિયમ જોન્સ સ્ત્રીની જોડે જગન્નાથ તર્ક પંચાનનના ઘરમાં ગયા, એવામાં એક માણસે તેઓને પૂજાના ઓરડામાં બેસવાની વિનંતિ કરી. એથી જોન્સની સ્ત્રીએ સંસ્કૃતમાં કહ્યું "आवां म्लेच्छो" એટલે અમે મ્લેચ્છ છીએ, પૂજાના ઓરડામાં બેસવાના અધિકારી નથી. ત્યારપછી તેઓ બેઉએ જગન્નાથના અન્તઃપુરમાં જઇને વિવિધ સદાલાપથી સર્વને સંતુષ્ટ કર્યા.

હતા. તે સમયે આપણા દેશના ધનવાનો વિદ્વાને યથાયોગ્ય માન આપતા હતા; તેની આગળ લક્ષ્મીની પેઠે સરસ્વતીનું પણ યથાયોગ્ય માન હતું. તેઓ જમીન તથા ધન આપીને દેશના મોટા અધ્યાપકોને ખાવાનું પૂરૂં પાડતા હતા, આવી રીતે ધનની મદદ મળ્યાથી પંડિતો નિશ્ચિત મનથી શાસ્ત્રની ચર્ચા કરતા હતા. તેઓને કોઈ જાતની ખોટ નહિ પડ્યાથી સંસારની ચિંતા નહોતી. અમૃતમયી સારસ્વતી શકિતની ઉપાસના કરવામાં તેઓનું એકમાત્ર કાર્ય તથા આનન્દ હતાં. તેઓ સંચયચિતથી આ ઉપાસનામાંજ સમય ગાળતા હતા, અને સંયત ચિતથી એ ઉપાસના કરીને પોતાના દેશને પ્રખ્યાત કરી મૂક્યો.

જગન્નાથ તર્ક પંચાનન આ વખતે બંગાળામાં સર્વથી મોટો અધ્યાપક તથા પંડિતમાં ખપતો હતો. પંડિતના જેટલી તેની પાસે દોલત નહોતી. તેથી પુષ્કળ વિદ્યાને ઉત્તેજન આપનારા જમીનદારો પોતાની મેળે તેને પૈસાની મદદ કરવામાં પ્રવૃત્ત થયા હતા. જગન્નાથની એક જૂની ઝુંપડી હતી. રાજા નવકૃષ્ણે તેને માટે ઇંટોવાળું પાકુ ઘર બંધાવી આપ્યું. એની મદદથી જગન્નાથે દુર્ગોત્સવ નામનાં નોરતામાં દેવીનો ઉત્સવ કરવાનો આરંભ કર્યો. તેના શિવાય નવકૃષ્ણે તેને એક મોટી પેદાશવાળી જમીન આપવાને ઇચ્છા ધારી હતી, પરંતુ પૈસો નાના અનર્થનું મૂળ છે એવું જગન્નાન જાણતો હતો તેથી તે લેવાને રાજી થયો નહિ. પરન્તુ નવકૃષ્ણ તેથી છેટે રહ્યો નહિ. તેણે જમીનદારી સંબંધી સર્વ કામકાજનો ભાર પોતાના હાથમાં રાખવાનું વચન આપીને તેને સંપત્તિ લેવાને માટે વારંવાર વિનંતિ કરવા લાગ્યો. જગન્નાથ તેની વિનંતિ ઉથાપી શક્યો નહિ. એક નાનું પરગણું લઇને રાજા નવકૃષ્ણની ઇચ્છાનું સ-

ન્માન કર્યું. નવ દ્વીપના રાજા તથા વર્દ્ધમાનના મહારાજે પણ રાજા નવકૃષ્ણના આ સદ્ દૃષ્ટાન્તનું અનુસરણ કર્યું હતું. એઓ બેઉએ જગન્નાથની અસાધારણ વિદ્યા તથા પાંડિત્યના પ્રત્યે સન્માન દેખાડવા માટે પુષ્કળ જમીન દાન કરી હતી.

સર જાન શોર તથા સર વિલિયમ જોન્સની વિનંતિ ઉપરથી જગન્નાથે વ્યવસ્થા સંબંધી બે મોટાં પુસ્તકો* સંગ્રહ કરવા માંડ્યાં. જ્યાં સુધી તે આ કાલમાં લાગી રહ્યો હતો. ત્યાં સુધી દર મહીને પાંચશો રૂપીઆ મળતા હતા. એકત્ર કરી આપ્યા પછી તેને દર મહીને ત્રણસો રૂપીઆનું પેન્સન બાંધી આપ્યું હતું. જોન્સની સાથે જગન્નાથની વિશેષ મિત્રતા હતી, તે અને તેની સ્ત્રી ઘણું કરીને જગન્નાથને મળવા આવતી હતી† સર વિલિયમ જોન્સ જગન્નાથને એટલો ચહાતો હતો તથા એટલો માન આપતો હતો કે ચોર અને લુટારાના ઉપદ્રવ કાલે પોતાની તરફથી પગાર આપીને કેટલાક

---

* આ બે પુસ્તકોનાં નામ અઢાર વિવાદનો ન્યાયનો ગ્રંથ અને વિવાદ ભંગાર્ણવ. જગન્નાથે કેટલાંક સંસ્કૃત પુસ્તકો પણ રચ્યાં છે. પરંતુ ભણાવવામાં તેનો વધારે વખત જતો હતો, તેથી તે ગ્રંથ લખવા ઉપર જેટલું જોઇએ તેટલું ધ્યાન આપી શકતો નહોતો.

† એક વેળાએ સર વિલિયમ જોન્સ સ્ત્રીની જોડે જગન્નાથ તર્ક પંચાનના ઘરમાં ગયા, એવામાં એક માણસે તેઓને પૂજાના ઓરડામાં બેસવાની વિનંતિ કરી. એથી જોન્સની સ્ત્રીએ સંસ્કૃતમાં કહ્યું "आवां म्लेच्छो" એટલે અમે મ્લેચ્છ છીએ, પૂજાના ઓરડામાં બેસવાના અધિકારી નથી. ત્યારપછી તેઓ બેઉએ જગન્નાથના અન્તઃપુરમાં જઇને વિવિધ સદાલાપથી સર્વને સંતુષ્ટ કર્યા.

કરીને ઘાટ ઉપર બેસીને આન્હિક એટલે પૂજા કરતો હતો એટલા-એ અંગ્રેજો એક મછવામાંથી ઉતરીને એક બીજા સાથે કજીઓ કરવા લાગ્યા, અને પછી મારા મારી કરવા લાગ્યા. એથી એક અંગ્રેજે બીજા અંગ્રેજની વિરૂદ્ધમાં કોર્ટમાં ફરિયાદી માંડી. ફરીયાદી કરનારે કોર્ટમાં કહ્યું કે, ઘાટ ઉપર કોઈ નહોતું. કેવળ એક માણસ શરીર ઉપર મટોડી ચોપડીને બેઠો હતો. એ માણસજ જગન્નાથ તર્કપં-ચાનન હતો, તેથી સાક્ષી થઇને જગન્નાથને કોર્ટમાં આવવું પડયું. જગન્નાથ અંગ્રેજી જાણતો નહોતો, તથાપિ અદ્‌ભૂત સ્મૃતિ શકિતબ-ળથી બે અંગ્રેજોએ ઘાટ ઉપર જે જે વાતો કહી હતી તે સર્વ એવી સારી રીતે બોલ્યો હતો કે, ન્યાયાધિશ તે સાંભળીને ઘણોજ આશ્ચર્ય પામીને જગન્નાથને ધન્યવાદ આપવા લાગ્યો.

જગન્નાથ પોતાની લાંબી આયુષ્યમાં ઘણું સન્માન મેળવ્યું હતું. તેણે કદી પણ તેનો ગેર ઉપયોગ કર્યો નહોતો. નાના મોટા, ખરાબ સારા સર્વે તેની પાસે આવતા હતા. સર્વે તેને માન આપતા હતા. તે સર્વની જોડે સરળ હૃદયથી વાત ચીત કરતો હતો. હસવું આણવામાં તેની વિશેષ કુશળતા હતી. વાત ચીત-ના પ્રસંગમાં કોઇને પણ હરાવ્યા શિવાય રહી શકતો નહોતો. બાળકો તેનું પ્રસન્ન વદન અને હસાડવાનું જોઇને આનંદિત થતા હતા, જુવાનો તેના ઉદાર ઉપદેશ સાંભળીને સંતોષ મેળવતા હતા અને વૃદ્ધો તેની શાસ્ત્રની ચર્ચા સાંભળીને પરિતૃપ્ત થતા હતા. આવી રીતે તે સર્વને પ્રિય હતો. સર્વ તેને ભક્તિ તથા કૃતજ્ઞતાની આંખે જોતા હતા. જગન્નાથના બાપ દાદાની સંપત્તિમાં એક પીતળનો લો-ટો દશ વિઘાં જમીન અને એક જૂની ઝુંપડી માત્ર હતી પરન્તુ જગન્નાથની પોતાની શક્તિથી તથા વિદ્યાબળથી રોકડા એક લાખ

રૂપીઆ અને દરવર્ષે ચાર હજાર રૂપીઆની પેદાશવાળી જમીન મુકીને મરણ પામ્યો ૭૭ સુધી તેના છોકરાના છોકરા આ સંપત્તિ ભોગવતા આવે છે.

અસાધારણ પાંડિત્યની પેઠે જગન્નાથ તર્કપંચાનનનું અસાધારણ ધર્મજ્ઞાન હતું, એથી તે સર્વના પ્રગાઢ વિશ્વાસને પાત્ર હતો. વિદ્યા, ધર્મજ્ઞાન અને સ્વાવલંબન એક ઠેકાણે હોયતો માણસની કેવી ચઢતી થાય છે, તે જગન્નાથ પંચાનનના જીવત ચરિત્રમાં પ્રકાશ થાય છે. લોક મંડળમાં જ્યાં સુધી વિદ્યાનું માન રહેશે, જ્યાં સુધી ધર્મજ્ઞાન અટલ રહેશે, જ્યાં સુધી સ્વાવલંબન ચઢતીનો એક મોટો ઉપાય તરીકે મનાશે, ત્યાં સુધી આ પોતાની શક્તિથી ચઢેલા પ્રસિદ્ધ જગન્નાથ તર્કપંચાનનનું નામ કદીપણ નાશ પામશે નહિ

---

## ટામસ જેકિન્સ.

ટામસ જેકિન્સ આફ્રિકાના કોઈ રાજાનો કુંવર હતો. તેનો આકાર હબસીના જેવો હતો. તેનો પિતા વહૃવાયન ગિનિના કિનારાના લિટલ કેપ મૌન્ટ નામની જગાએ તથા તેની આસપાસના મુલકમાંનો અધિપતિ હતો. એ ઉપકુલમાં બ્રિટિશો ગુલામ લેવા માટે સર્વદા જતા આવતા હતા. હબસી રાજાના શરીરની કંઈ વૈલક્ષણતાને લીધે બ્રિટિશ ખારવાઓની આગળ તે કુતરાની આંખવાળો એ નામથી ઓળખાતો હતો. યુરોપિયનો સુધારા તથા વિદ્યાના પ્રભાવથી વેપાર વિષયમાં હબસી જાતિના કરતાં ઘણા ચઢીયાતા છે, એ જોઇને રાજાએ પોતાના મોટા પુત્રને વિદ્યા ભણાવવા માટે બ્રિટનમાં મોકલવાનો નિશ્ચય કર્યો. સ્કોટલંડમાંના હાઉમિક દેશનો કપતાન

સ્વાનષ્ટન આ કિનારા ઉપર આવીને હાથીદાંત, સોનાની કરચો વગેરે વેચાતો લેતો હતો. હબસી રાજાએ તેની જોડે આવી રીતે નક્કી કર્યું કે, તમે મારા છોકરાને સ્વદેશ લઈ જઇને થોડાંક વર્ષમાં શીખીને આણી આપશો, તો હું તમારા વેપારની સારી ગોઠવણ કરી આપીશ.

આ બાળક જે મતલબથી તથા જેવી રીતે સ્વાનષ્ટનના હાથમાં સોંપવામાં આવ્યો હતો, તે તેના અન્તઃકરણમાં જરા જરા જાગરૂત હતું. જવાને દિવસે, તેના પિતા માતા અને બીજા કેટલાએક હબસીઓ કીનારા ઉપરના ઊંચ્ચા લીલા ખેતરમાં ઉભા હતા. બાળકને યથા નિયમથી વહાણના વેપારીના હાથમાં સોંપ્યો. તેની મા રોવા લાગી, સ્વાનષ્ટને ધર્મ પ્રમાણે અંગીકાર કર્યો કે, તમારા છોકરાને જ્યાં સુધી મારાથી બનશે ત્યાં સુધી તેને વિદ્યા શીખવીને લાક વરસ પછી પાછો આણી આપીશ. ત્યારપછી બાળકને વણ ઉપર આણ્યો અને વહાણના માલેકે પોતાની ઇચ્છાથી તેનું ામ ટામસ જેકિન્સ પાડ્યું.

સ્વાનષ્ટન જેકિન્સને હાઉમિકમાં લાવીને પોતાની પ્રતિજ્ઞા પાળવાને યથાયોગ્ય ઉપાય જોતો હતો, એટલામાં આવો ખરાબ બનાવ બન્યો કે તેનો કંઇ બંદોબસ્ત થયો નહિ, એટલુંજ નહિ પણ ખાવા પીવા હોડવાની ઘણીજ જરૂરતમાં પણ ઘણો કલેશ ભોગવા લાગ્યો. હાઉકિમમાં ટોન ઇન નામની ધર્મશાળાના એક ઓરડામાં સ્વાનષ્ટને પ્રાણ ત્યાગ કર્યો ત્યાં જેંકિન્સે સ્કૉટલંડની બારે શિયાળામાં દુઃખી થવા છતાં પોતાથી બનતી સેવા કરવામાં કંઈ પણ ઓછાપણું રાખ્યું નહોતું. સ્વાનષ્ટનના મૃત્યુપછી તેણે તાકમાં જે

ક્લેશ ભોગવ્યો હતો તેનું વર્ણન કરી શકાય એવું નથી. અંતે તે જગાની માલેક મીસસ બ્રાઉને તેને રસોડામાં આગની આગળ લાવી. આખા ઘરમાં કેવળ એ જગા તેને ખુશીથી રહેવા લાયક હતી, તે મીસસ બ્રાઉનના આ દયાના કાર્યને સર્વદા યાદ કરતો હતો,

જેંકિન્સ તે મુસાફરખાનામાં થોડા દિવસ રહ્યો. પછી મરનાર સ્વાનષ્ટનના પાસેના કુટુંબીગાંના રિભિયટ હેડવાલી નામની જગાપરના એક ખેડુતે તેને પોષવાનો સર્વ ભાર ગ્રહણ કરી તેને પોતાના ઘરમાં આણ્યો. ત્યાં તે સુવર, હંસ, કુકડાની ખબરદારી વગેરે હલકા કામમાં કાળ ગાળવા લાગ્યો. ધર્મશાળા છોડતી વેળાએ તે અંગ્રેજીનો એક શબ્દ પણ સમજી શકતો નહોતો, પરન્તુ ત્યાં જઇને તે જલદીથી તે દેશની ચાલતી ભાષા ઉચ્ચારણના સર્વ નિયમની સાથે શીખ્યો. સ્વાર્નષ્ટનના કુટુંબના ઘરમાં જે કેટલાંક વર્ષ રહયો હતો. તેમાં થોડો વખત ગોવાળનું કામ કર્યું હતું. ત્યાર પછી એક જાતના ઘાસની ગાડી ભરીને હાફ્રમિકમાં વેચવા લઇ જતો હતો. આ કામ એવી સારી રીતે કરતો હતો કે, ગૃહસ્વામી તેના ઉપર ઘણોજ ખુશ હતો.

જેંકિન્સ મજબુત થયા પછી ફેળનાસના રહેવાશી લેડલા નામના એક માણસે કાંઈ અનિર્ણીત કારણને લીધે તેના ઉપર કૃપાવંત થઇને તે ગૃહસ્વામીની પાસે અરજ કરીને તેને પોતાના મકાનમાં આણીને રાખ્યો. હબસી જેંકિન્સ ફળનાસમાં આવીને કામ કરવા લાગ્યો; કોઇ વખતે ગોવાળ થતો, કોઇ વેળાએ ખેતરમાં રખવાળી કરતો હતો, ટુંકામાં તે દરેક કામમાં હાથ નાંખી શકતો હતો. તેનું વિશેષ કામ આ દેખાડેલું હતું કે સર્વ પ્રકારની ખબરો લઇને

હાકિમિકમાં જવું પડતું હતું. ઘણી બુદ્ધિ હોવાને લીધે તે આ કામમાં વિશેષ યુક્ત હતો. ત્યારપછી તે લેડલાનો એક ખરો ખેડુત થયો. આ વેળાએ ભણવા ઉપર તેની પ્રીતિ થઇ. તેણે પહેલાં કેવી રીતે કેળવણી મેળવી હતી તે જાણવામાં આવી નથી. અનુમાન થાય છે કે ભણવામાં તેને જરૂરની ફરજ માલૂમ પડી. પિતાની ઇચ્છા પૂર્ણ કરવા માટે તે ઘણો ઉત્સુક હતો. આ સંભવિત જણાય છે કે તેણે લેડલાના છોકરાની અથવા તેના ગ્રહની દાસીઓની આગળથી પહેલાં શીખવાનો આરંભ કર્યો હશે.

લેડલા થોડા દિવસમાં જેકિન્સને કામ પૂરૂં કરીને જલદીથી ઘર તરફ બત્તી લેઇને જતો જોયાથી આશ્ચર્ય પામ્યો. જેકિન્સ પોતાની આગળ કોઇને આવતા જોઇને તરત રખવાળીના માચડા ઉપર કંઈ છુપાડતો હતો. અને તે શું છુપાડે છે એ વિષયમાં સર્વને નાના પ્રકારના સંદેહ થવા લાગ્યા. તરત ત્યાંના લોકોએ અજાયબ થઇને, જેકિન્સ ઘરમાં જઇને શું કરે છે તેની તપાસ કરવાનો આરંભ કર્યો. પરન્તુ સર્વે જોઈને આશ્ચર્ય પામ્યા. ગરીબ છોકરો પુસ્તક તથા સ્લેટ લઇને અક્ષરો લખવાનો અભ્યાસ કરતો હતો. વળી જોયું કે એક જુનો વીણાયંત્ર પણ તેની પાસે છે. એનાથી ઘોડાઓ ઘણી રાતો સુધી ઉંઘ ન આવવાને લીધે અસુખમાં કાળ ગાળતા હતા.

આવી રીતે વિદ્યાનુશીલતામાં તેનો પ્રેમપ્રકાશ થવાથી લેડલાએ તેને કોઇ પાસેની રાતની નીશાળમાં ભણવાની અનુમતી આપી. તેણે ત્યાં થોડી મુદતમાં એવી વિદ્યા ઉપાર્જ્જન કરી કે, તે ગામના બધા માણસો સાંભળીને આશ્ચર્ય પામ્યા. કદી કોઈના જાણવામાં ન હોતું કે હબસી કોઇ કાલે વિદ્યાર્થી થઈ શકે છે. યદ્યપિ તેને લેડલા-

ના ખેતરના હલકા કામમાં વધારે વખત ગાળવો પડતો હતો, તથાપિ ફુરસદની વેળાએ વગર મદદે લાટિન તથા ગ્રીક શીખવાનો આરંભ કર્યો.

એક બાળકની જોડે તેની મિત્રતા થઇ હતી. તે બાળક લાટિન અને ગ્રીકનો અભ્યાસ કરવા માટે જે જે પુસ્તક જોઇતાં હતાં તે તેને વાંચવા આપતો હતો. લેડલાના ઘરનાં બધાં માણસો તેની ઇષ્ટ સિદ્ધિના વિષયમાં યથાશક્તિ મદદ આપતાં હતાં; પણ પાસે લાટિન તથા ગ્રીક શીખવાની વિદ્યાલય ન હોવાથી તેની ખરી રીતે કેળવણીનો સારો ઉપાય તથા બંદોબસ્ત કરી શકતાં નહોતાં.

ઘણી વખતે જોવામાં આવ્યું છે કે લેડલાના ઘરનાં સ્ત્રી પુરૂષો તેના ઉપર જે સૌજન્ય બતાવતાં હતાં, તેનું પોતાના મુખથી વર્ણન કરતાં કરતાં તેના હૃદયકંદ કૃતજ્ઞતાના પ્રવાહથી ઉચ્છાલિત થતા તથા બેઉ આંખો આંસુથી પ્લાવિત થતી હતી થોડા દિવસ બાદ લાટિન તથા ગ્રીક ભાષામાં એક પ્રકારનું વૃતાન્ત થયું. તે ગણિતનો અભ્યાસ કરવામાં ગુંથાયો.

જેકિન્સે જે ગ્રીક કોષ ખરીદ્યો હતો તે તેના જીવન ચરિતમાં એક મોટા બનાવ તરીકે ગણાયો છે. હાઉમિકમાં કેટલાંક પુસ્તકોનું લીલામ થવાનું છે, તે સાંભળીને પહેલાં લખેલા બરાબરીઓની જોડે ત્યાં ગયો. તે જે પગાર મેળવતો હતો તેમાંથી છ રૂપીઆ એકઠા કર્યા હતા. વળી તેના સોબતીએ પણ કબુલ કર્યું હતું કે, જો પુસ્તક વિશેષ ખરીદવા માટે કંઇ જરૂર પડે તો મારી પાસે બાર આના છે તે આપી શકીશ. હમણાં અભ્યાસ કરવામાં ગ્રીક ભાષાના કોષનું અત્યંત ઉપયોગી સમજીને લીલામની વેળાએ જેકિન્સ આવેલા

બીજા માણસની પેઠે એ પુસ્તક ખરીદ કરવામાં તૈયાર થયો. જે પુસ્તક કેવળ બહુજ્ઞ વિદ્યાર્થીને ઉપયોગી હતાં, તે અતિ હીનવેશ હબસીને તે લેવાની સરસાસરસી કરતો જોઇને, ત્યાં આવેલા માણસો આશ્ચર્ય પામ્યા.

જેકિન્સના સોબતીની જોડે મનક્રિફ નામના એક માણસની જોડે મુલાકાત હતી તેને ઇશારતથી બોલાવીને આશ્ચર્ય ચિત્તથી આ અદ્દભૂત વ્યાપાર સંબંધી પૂછવા લાગ્યો. બાળકે સવિશેષ સર્વ કહ્યું. ત્યારે મનક્રિફે તેઓની આગળ છ રૂપીઆ બાર આના માત્ર જાણીને કહ્યું કે જ્યાંસુધી તમારી ઇચ્છા હોય ત્યાં સુધી વધારજો; બાકીનું આ પત્તું પડશે તે હું આપીશ; હું તેને માટે જુમેદાર છું.

જેકિન્સ મનક્રિફની કૃપાને માટે અજાણ્યો હતો. તેથી તેણે પોતાની પાસે જે કંઇ હતું તેટલું બોલીને તે નિરાશ થઇને ખેદિત બથી મુગો થતાંજ. તેનો સોબતી વધારવા લાગ્યો. દીન હબસીના છોકરાએ તે જોઇને અતિશય વ્યાકુલ થઇને કહ્યું મિત્ર આ શું કરે છે, તુતો જાણે છે કે આપણી પાસે આટલા પૈસા છે અને કર્જ ફેડવાની શકિત નથી; પરન્તુ એ બાળકે તેનો નિષેધ ન માનતાં પુસ્તક વેચાતું લીધું અને તરત હૃષ્ટ ચિત્તથી તેના હાથમાં આપીને તેનો ખેદ દૂર કર્યો. મનક્રિફને આ વિષયમાં કેવળ આઠ આનાની માત્ર મદદ આપવી પડી હતી જેકિન્સ આનન્દના સાગરમાં મગ્ન થઇને પુસ્તક લઇને ગયો ત્યારપછી તેણે તેનું સાર્થક કર્યું હતું તે કહેવું બાહુલ્ય માત્ર છે.

હવે પુછવામાં આવશે કે, હબસી જાતિની બુદ્ધિ, અદ્દભુત આ-

એકીવારે આ ઉત્તર આપી શકાય છે કે જેટલું ઉત્કૃષ્ટ થઇ શકે તેટલું હતું. જેંકિન્સ સ્વભાવથી વિનીત, નિરહંકારી, તથા દુષ્ક્રિયા શક્તિવિનાનો હતો. તેનું આચરણ એવું અસામાન્ય સૌજન્યવાળુ હતું કે પરિચિત માણસો તેના ઉપર સ્નેહ તથા અનુગ્રહ કરતા હતા. ખરેખર આખા ઉચ્ચ હિરિયટ હેડના ગામડામાં તે લોક રંજન તરીકે વિશેષ પ્રખ્યાત હતો.

તે પોતાનું કામ કરવામાં કદી પણ આળસુ અથવા ઉદાસ ન હોતો, એ વાસ્તે તેના શેઠો તેને ઘણાજ ચહાતા હતા અને જ્ઞાન મેળવવામાં તેનો ન જોયલાના જેવો ઉત્સાહ જોવાથી મુગ્ધ થતા હતા. તેમાં સ્વદેશ ભાષામાં જરા પણ ઓછાપણું ન હોવાથી, સ્કૉટ-લંડના દક્ષિણ તરફના સામાન્ય ખેડુતોની સાથે શરીરના રંગ શિવાય બીજા કોઈ વિષયમાં તફાવત નજરે પડતો નહોતો. એટલું માત્ર વધારે હતુ કે તે તેઓના સર્વ કરતાં વધારે વિદ્વાન હતો અને વિદ્યા-નુશીલનમાં ઘણોજ આસક્ત થઇને સમય ગાળતો હતો. ખ્રિસ્તિ ધર્મના ઉપર તેનો મજબુત વિશ્વાસ હતો અને ધર્મ સંબંધી દરેક નિયમ પાળવામાં યત્નવાન હતો. આ સર્વ વિષય ઉપર વિચાર કર્યાથી જણાય છે કે જેંકિન્સ ઘણાજ ઉત્તમ ઉપાદાનથી બનેલો હતો. ટુંકામાં તે વિદ્યા લાભને માટે બહુ યત્ન કરતો હતો. તેની ગણતા ન કરવા છતાં પણ સર્વત્ર તે માન પામત તથા પ્રિય થાત તેમાં સંદેહ નથી.

જેંકિન્સની વીસ વર્ષની ઉમ્મરમાં ટિબિયટ હેડની પાઠશાળામાં શિક્ષકની ચાકરી ખાલી પડી. ખેડુતોના છોકરાઓને શીખાડવાની જે પાઠશાળા હતી એની તે એક શાખા હતી. એ વિષયમાં જેટબર્ગના પાદરીઓના ઉપર આનો બંદોબસ્ત કરવાનો બોજો હતો. તેઓએ

જાહેરખબર કાઢી હતી કે અમુક દિવસે જેને તે નોકરી કરવાની ઈચ્છા હોય તેણે હ્યુઉમિકમાં આવીને અમુક જગાએ પરીક્ષા આપવી. જે તેમાં પાસ થશે તેને ચાકરી આપવામાં આવશે. પરીક્ષાને દિવસે ફળનાબના ખેતરમાંના ખેડુતે પણ પુસ્તકોને કાખમાં દબાવીને અતિ હીનવેશથી ત્યાં આવીને પરીક્ષા આપવાની અનુમતિ માગી. પરીક્ષકો હબસીને પરીક્ષા આપવા માટે તૈયાર થયલો જોઈને આશ્ચર્ય પામ્યા પરન્તુ તેનો સ્વભાવ, ચારિત્ર્ય, વિદ્યાદિ વિષયના પ્રશંસા પત્રો જોયાથી બીજાં ત્રણ ચાર કાર્ય કરવાની ઈચ્છા રાખનારાઓની પેઠે તેની પણ યથા નિયમથી પરીક્ષા લેવી પડી. અસ્વીકાર કરી શક્યા નહિ. જેંકિન્સ પરીક્ષામાં બીજા માણસોના કરતાં એટલો તો ઉત્કૃષ્ટ નીકળ્યો હતો કે પરીક્ષકોએ તેને સર્વ કરતાં લાયક સમજીને ઉપરીઓને લખી મોકલ્યું. જેંકિન્સ જય મેળવીને હર્ષથી આ વિષય ઉપર ચાર કરતો કરતો પાછો આવ્યો. હમણાં હું જે નોકરી ઉપર રહીશ પહેલાંનાં સઘળાં કામોના કરતાં ઉત્તમ છે અને તેથી વિદ્યાભ્યાસમાં ધારે લાગ તથા સદુપાય મળશે.

પરન્તુ, થોડા કાળને માટે જેંકિન્સની આ આશા ધુળમાં ભળી ગઈ. પરીક્ષકોનો પત્ર પાદરીઓની આગળ પહોચ્યો. તેઓમાંથી ઘણાખરાઓ હબસીને શિક્ષકના કામમાં લગાડવાની વિરૂદ્ધમાં થયા તેથી બીજા એક માણસને એ નોકરીમાં રાખ્યો. તેને લીધે પરીક્ષા આપવાના સર્વ ફળથી વંચિત થઈને જાતિ તથા અવસ્થાના હળકાપણાને માટે આ સર્વ દુરવસ્થા થઈ છે, એ મનસ્તાપથી સુઝાયો. પરન્તુ પાદરીઓના અન્યાયથી તે જેવો વિષાદ તથા ખેદને પ્રાપ્ત થયો હતો તેવા સૌભાગ્ય ને લીધે આવા બનાવથી બીજા મોટામોટા માણસો પણ તેટલા અસંતુષ્ટ થયા હતા તથા ખેદ પામ્યા હતા.

ત્યાર પછી ડયુકઆફ વાર્કલયુ વગેરે જમીનદારોએ વિશેષ રૂપથી ઉદ્યુક્ત થઇને વિવેચના કરીને નક્કી કર્યુંકે, પરીક્ષામાં પાસ થયેલા જેકિન્સને નોકરી આપવી જોઇએ અને આજ સુધી પાદરીઓએ મુકરર કરેલા શિક્ષકનો જેટલો પગાર આપ્યો છે તે તેને અપાવવો જોઈએ. ત્યાર પછી તરત એક કુંભારના જૂના ઘરમાં જગા મુકરર કરીને તેઓએ જેકિન્સને શિક્ષકના કામ ઉપર લગાડયો. તે જોવાથી સર્વ બાળકો અને તેઓના પિતા માતા પરમ પરિતોષને પ્રાપ્ત થયા. ટુંક મુદતમાં સર્વ નીશાળીઆઓ પહેલાંની પાઠશાળા છોડીને જેકિન્સની આગળ અભ્યાસ કરવા લાગ્યા. જેકિન્સ થોડા દિવસની પહેલાં શીખવા ગયો હતો, પરંતુ થોડા કાળમાં શિક્ષણ આપવાનો તેણે આરંભ કર્યો. હમણાં તે એવો પગાર મેળવવા લાગ્યોકે તેથી જરૂરનો ખર્ચ કરીને થોડું થોડું બચાવવા લાગ્યો.

તે ત્વરાથી એક ઉત્કૃષ્ટ શિક્ષક થઇ પડયો તે જોયાથી તેના મિત્રો આનન્દ પ્રવાહમાં મગ્ન થયા. તેની સામેના પાદરીઓનાં મુખ ઝાંખાં થયાં. તે શિક્ષણ આપવાની ઘણીજ ઉત્તમ અને ફળદાયક રીતિ જાણતો હતો. કોઇ પ્રકારની કર્કશતા નહિ દેખાડતાં, કેવળ કૌશલ્યબળથી કામ કરતો હતો. પોતાના વિદ્યાર્થિયોને ઘણોજ પ્રિય તથા રાખનારને ઘણો માનને પાત્ર થયો હતો.અઠવાડિયામાં પાંચ દહાડા પાઠશાળામાં ભણાવવાનું કામ કરતો હતો અને કેટલા દિવસ પોતે જે શીખતો હતો તેનો દર શનીવારે વગર હરકતે હાડમિકમાં જઇને ત્યાંની વિદ્યાલયના અધ્યાપકની આગળ પરિચય આપી આવતો હતો. એના ઉપરથી જણાયછે કે તે શિક્ષક થયા છતાં પણ પોતે શીખવામાં છેટે રહ્યો નહોતો તથા નિરૂત્સાહ થયો નહોતો.

આવી રીતે એક બે વર્ષ પાઠશાળામાં કામ કર્યું એટલામાં જેકિ-

ન્સે બસો રૂપીઆ એકઠા કર્યા ત્યારે તે પોતાના વતી એક માણુસ લાવીને શિયાળાના કેટલાક મહીના કોઈ મોટી વિદ્યાલયમાં રહીને લાટિન, ગ્રીક તથા ગણિત સારી રીતે શીખવાને માટે અભિલાષી થયો. તે પાઠશાળાના ઉપરીઓના ઘણા માનને પાત્ર હતો, એટલા માટે તેઓએ ખુશી થઇને તેને જવાની રજા આપી. તે વેળાએ તે સારી સલાહ લેવા માટે તેના દયાળુ મિત્ર મનક્રિફની આગળ ગયો. આ દયાવાન માણસે તેનો ગ્રીક કોષ વેચાતો લેવાની વખતે મદદ આપી હતી અને ત્યાર પછી વારંવાર ઘણીક વખતે તેનું ભલુ કર્યું હતું.

મનક્રિફ ઓળખાણના દિવસથી જેકિન્સને અદ્ભુત પદાર્થમાં ગણતો હતો; હમણાં તેનો આ સુંદર વિચાર સાંભળીને વધારે આશ્ચર્ય પામ્યો; અને સર્વથી પહેલાં તેના ખર્ચના બંદોબસ્તના વિષય પૂછ્યું. તેણે વિસ્તાર પૂર્વક જાણીને કહ્યું, સાંભળ જેકિન્સ! એથી કોઇ રીતે તમારી ઇચ્છા સિદ્ધ થઇ શકશે નહિ. જે એકઠું કર્યું છે તેનાથી તે પૂરૂં પડવું કઠણ છે. તેનાથી તે સાંભળીને ઘણો દલીગીર થયો પરન્તુ એ દયાળુ મિત્રે તેની દિલગીરી દૂર કરવા માટે તેના હાથમાં એક કાગળ આપીને કહ્યું કે આમાં એડીનબરોના અમુક વેપારીને લખ્યું છે કે તેને જે કંઈ જોઇએ તે આપે અને હું તમને કહું છું કે જ્યારે તમને કંઈ જોઇએ ત્યારે તેની પાસેથી લેજો.

આ સાંભળીને જેકિન્સ ઘણોજ આનન્દિત થઇને એડિનબરો તરફ જવા નીકળ્યો. ત્યાં જઇને પહેલાં તેણે લાટિનના અધ્યાપકની આગળ જઇને તેના કલાસમાં પ્રવેશ કરવાને માટે પરીક્ષા લેવાની વિનંતિ કર્યાથી તે તેની તરફ જોઇને થોડો વાર સુધી મુઢ જેવો

બની ગયો; ત્યાર પછી પૂછ્યું કે તમે લાટિનમાં કંઈ અભ્યાસ કર્યો છે કે નહિ. જેકિન્સે વિનીત ભાવથી જવાબ આપ્યો કે મે ઘણા કાળસુધી લાટિનનો અભ્યાસ કર્યો છે, હમણાં એ ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે આ ઠેકાણે આવ્યો છું. ઉપલા અધ્યાપકે જેકિન્સને કહ્યું કે તેં ખરેખરો નિશ્ચય કર્યો કે તરત તેને એક ફારમ આપ્યું. પરંતુ દયા દેખાડીને નિયમિત ફી લીધી નહિ.

ત્યાર પછી જેકિન્સે બીજા બે અધ્યાપકોની આગળ પ્રાર્થના કરવાથી તેઓ પણ બેઉ આશ્ચર્ય પામ્યા હતા. અંતે તેઓએ પણ પોતાની શિષ્ય મંડળીમાં સામેલ કર્યો. તેઓમાંથી એક જણાએ ફી લીધી હતી. તેણે આવી રીતે ત્રણ કલાસમાં પ્રવેશ થઈને શિયાળાના કેટલાક મહીના ત્યાં રહીને અભિલાષ મુજબ અધ્યયન સમાપ્ત કર્યું. તોપણ પરમદયાળુ મનક્રિફની અનુમતિ પત્રના ઉપર વધારે આધાર રાખવો પડયો નહોતો. વસન્તકાળ આવ્યાથી પાછો ટિબિયટ હેડમાં ગયો. તેણે ત્યાં આગળની પેઠે નિયમીત પાઠશાળાનું કામ કરવાનો આરંભ કર્યો.

આ અદ્ભુત આખ્યાનનો છેલ્લો ભાગ જે રીતે સમાપ્ત થયો છે તે સર્વને મનોરંજન થાય એવો થયો નથી. જણાય છે કે કોઈ લોકહિતેચ્છુ મંડળીની મદદથી જેંકિન્સને સ્વદેસમાં પાછો મોકલવો જોઇતો હતો, તેમ જો થાત તો ત્યાં પિતાની પ્રજાનો સુધારો થાત તથા તેઓને કેળવણી આપી શકાત.

આશરે આજથી ૬૩ વર્ષ ઉપર એક સારા પાડોશીએ સદભિપ્રાયથી પ્રણોદિત થઈને વસાયત ગુલામને યોગ્ય ઉપદેષ્ટા તરીકે જેકિન્સને નીમવાનું ખ્રિસ્તી ધર્મ પ્રચાર મંડળીની આગળ કહ્યું. એ

સભાના ઉપરીયોએ જેંકિન્સને રાજી કરીને ઉપદેશકતાનો ભાર આપીને અહિશપ દ્વીપમાં મોકલ્યો હતો. પરન્તુ આ તેને કોઈ પણ પ્રકારે યોગ્ય થયું નહોતું.



# ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલા પુસ્તકો.

| પુસ્તક. | કિંમત | પોસ્ટેજ. |
|---|---|---|
| ...અકબર ચરિત્ર | ૦॥ | ૦)—॥ |
| ...ત્સર્ગમાળા. | ૦॥ | ૦)—॥ |
| ...ગુજરાતી ભાષાનો ઇતિહાસ | ૦। | ૦)— |
| ...થનાવળી, | ૦। | ૦)— |
| ...રી વસ્તુનું વર્ણન. | ૦।— | ૦)— |
| ...ગુજરાતના ભીખારીઓ. | ૦। | ૦)— |
| ...ગુજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન | ૦॥ | ૦)—। |
| ...ત્રીનીતિધર્મ. | ૦॥ | ૦)—। |
| ...આરોગ્તા અને સ્વચ્છતા | ૦॥= | ૦)= |
| ...ાને શીખામણ | ૦।= | ૦)— |
| ...કેમિયાગર ચરિત્ર. | ૦। | ૦)— |
| ...કાળ વિષે નિબંધ | ૦॥— | ૦)—। |
| ...મંગળધારનો ઝઘડો | ૦)૦। | ૦)૦॥ |
| ...વિતાવિલાસ. | ૦॥। | ૦)—॥ |
| ...રછગરબાવળી. | ૦।— | ૦)—॥ |
| ...નદવાસ્થળી. | ૦)૦॥ | ૦)૦॥ |
| ...ાર્દિકબોધ. | ૦। | ૦)— |
| ...ન્તર્દર્પણ. | ૦। | ૦)૦॥ |
| ...ાર્બસ વિરહ | ૦)— | ૦)૦॥ |
| ...બાળવિવાહ નિબંધ. | ૦।— | ૦)— |
| ...ૂતનિબંધ, | ૦।= | ૦)— |
| ...માતપિતાની સ્તુતિ. | ૦)૦। | ૦)૦॥ |
| ...મિથ્યાભિમાન નાટક | ૦।= | ૦)—॥ |

| પુસ્તક. | કિંમત. | પોસ્ટેજ |
|---|---|---|
| રાજવિદ્યાભ્યાસ. | ૦)— | ૦)૦॥ |
| લક્ષ્મી નાટક. | ૦)≡ | ૦)૦॥ |
| વિદ્યાબોધ. | ૦। | ૦)— |
| શામળ શતસાહી. | ૦)≡ | ૦)૦॥ |
| હુન્નરખાનની ચઢાઈ. | ૦)— | ૦)૦॥ |
| સંપલક્ષ્મી સંવાદ | ૦)— | ૦)૦॥ |
| સ્ત્રી સંભાષણ. | ૦)—॥ | ૦)૦॥ |
| જ્ઞાતિ નિબંધ. | ૦।— | ૦)—॥ |
| ગરબાવળી ભાગ ૧ લો | ૦)— | ૦)૦॥ |
| સ્થાનિક સ્વરાજ્ય. | ૦॥ | ૦)—॥ |
| નારીશિક્ષા. ભા. ૧ લો. | ૦।≡ | ૦)— |
| એજન ભાગ ૨ જો. | ૦॥— | ૦)—॥ |
| સીતાદમયંતીઆખ્યાન | ૦)=॥। | ૦)૦॥ |
| બાળલગ્નના સંબંધમાં આપણું કર્તવ્ય (ભાષણ) | ૦)— | ૦)૦॥ |
| કેળવણી. | ૧) | ૦)= |
| ખેતીવાડીના સુધારા વિષે | ૦॥। | ૦)—॥ |
| નીતિ મંદિર | ૦॥। | ૦)—॥ |
| વેણીસંહાર નાટક | ૦॥ | ૦)—॥ |
| વનસ્પતિશાસ્ત્રનાંમૂળ-તત્વો. | ૦॥— | ૦)—॥ |
| પુનર્વિવાહ પ્રબંધ. | ૦।— | ૦)— |
| દારૂ વિષે. | ૦)૦॥ | ૦)૦॥ |
| આરોગ્યતાનાં મૂળતત્વો | ૦)≡ | ૦)૦॥ |

કન્યાઓની અછત ૦।≈ ૦)–॥
સેવિંગએકનીઅગત્ય ૦)= ૦)–
જમણવાર વિષે નિબંધ૦॥ ૦)–
ભિક્ષુક વિષે નિબંધ ૦॥ ૦)–
પરદેશી માલ આપણા
દેશમાં તૈયારકરવા શા
ઉપાય યોજવા? ૦॥ ૦)–॥
મહાન આલ્ફ્રેડનું ચરિત્ર૦।– ૦)–
ફ્રાન્સદેશમાં રાજની
ઉથલપાથલ ૦।॥ ૦)–
વિધવા વપત અનાચાર ૦। ૦)૦॥
બાળલગ્નથી થતી હાનિ
વિષે સરસ્વતી ગુણવંત
ની કથા. ૦।= ૦)–
સુરત–માંડવીનું દેશી
રાજ્ય ૦॥ ૦)–॥
કેફ નિષેધક. ૦)૦॥ ૦)૦॥
પુનર્વિવાહ પક્ષની સોળે
સોળ આના ફજેતી. ૦।– ૦)૦॥
ગ્રીસનો ઇતિહાસ. ૦॥= ૦)=

અનેક વિદ્યા મૂળતત્વ
સંગ્રહ.
ગુજરાતી પીંગળ.
લંકાનો ઇતિહાસ.
વિવાહ તત્વસિંધુ.
ભોજન વ્યવહાર ત્યાં કન્યા
વ્યવહાર કેમ નહિ ?
વુલીયમ વોલેસ.
ઉદ્ધવ કૃત રામાયણ.
સોળ સંસ્કાર.
સ્ત્રી જાતિ વિષે વિવેચન.
પાતંજલ યોગ સૂત્ર.
પ્રાણીજ સૃષ્ટિ.
હિંદની ખનીજ સંપત્તિ.
માંદાની માવજત.
હીંદનાં મહારાણી અને તેનું કુ
ટુંબ.
ધર્મનીતિ.
જીવજંતુ અને વનસ્પતિની અ
જાયબી.
માનું કર્તવ્ય.
ધાર્મિક પુરુષો.